'સસ્તું' સાહિત્ય' એટલે 'ઊંચામાં ઊંચું સાહિત્ય'

# કલ્યાણમયી



લેખક :

શ્રી. ડુંગરશી ધરમશી સંપટ



ભિક્ષુ અખંડાનંદનો પ્રસાદ

સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય

ઠે. ભદ્ર પાસે અમદાવાદ અને કાલબાદેવી રોડ મુંબઈ-૨



એક રૂપિયો

'સસ્તુ' સાહિત્ય' એટલે 'ઊંચામાં ઊંચું સાહિત્ય'

# કલ્યાણમયી



લેખક:

શ્રી. ડુંગરશી ધરમશી સંપટ



ભિક્ષુ અખંડાનંદની પ્રસાદી
સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય
ભદ્ર પાસે અમદાવાદ અને કાલબાદેવી રોડ મુંબઈ-૨



એક રૂપિયો

# નિવેદન

સ્ત્રીઓના હિતની વિચારણા એટલે જનસમાજના હિતની વિચારણા. કારણ સ્ત્રીઓ વસ્તીનો અર્ધો ભાગ છે એટલું જ નહિ પણ તેઓ પુરુષોની સાથે રહેલી અને કૌટુંબિક જીવનમાં બધી રીતે સંકળાયલી હોઇને રાષ્ટ્રનું અને પ્રજાનું જ સ્વરૂપ છે. પત્ની અને માતા તરીકે તેમનું મનુષ્યજીવનમાં કેન્દ્રસ્થાન છે. ભારતની સ્ત્રીઓએ જ ભારતની સંસ્કૃતિ જાળવી રાખી છે એમ કહેવામાં અતિશયોક્તિ નથી. તમારાં દાદીમા કે નાનીમાને યાદ કરો. તેઓ વાંચી શકતાં નહોતાં પણ પ્રતાપી અને દુનિયાને સમજનારાં હતાં. એમના ડોસીશાસ્ત્રમાં ઘણું ઉપયોગી જ્ઞાન સમાઈ જતું હતું. આજની અર્ધદગ્ધ કેળવણી પામેલી છોકરીઓ કદાચ આ વાત સમજી પણ નહિ શકે. પોતાનું હોય તે જાળવીને બીજાનાં જ્ઞાન, ચારિત્ર્ય અને સંસ્કૃતિ મેળવવાં એ તો ઉત્તમ જ છે; પણ અર્ધદગ્ધપણું તો તે છે કે જેમાં પોતાનું ખોઇને બીજાનું મેળવાય; અથવા તો જેમ પશ્ચિમના અનિષ્ટ પસારાની અસર નીચે થઈ રહ્યું છે તેમ, પોતાનું યે ખોવું અને બીજાનું મેળવી શકવું નહિ.

સ્ત્રીઓની આ અધોગતિ શરૂ થઈ છે. જોકે હજુ અટકાવી શકાય તેમ છે, પણ આમ થવાનું કારણ તેમની તરફ સમાજની, પુરુષવર્ગની તથા સગાંઓની વર્તણૂંક છે. હાલનો હિન્દુ સમાજનો મોટો ભાગ "ન સ્ત્રી સ્વાતંત્ર્યમર્હતિ" "અષ્ટવર્ષા

ભવેત્ ગૌરી" વગેરે માનવાવાળો અને સ્ત્રીઓની આર્થિક સ્થિતિને સંકુચિત કરનારો છે. એક માણુસને એક છોકરો ને છ છોકરી હોય તો છોકરીઓને કંઈ જ મળે નહિ, એવો તો વિચિત્ર કાયદો છે. કાચી વયની છોકરીની એક પણ ભૂલ થાય તો તેની આખી જિંદગી સુધી તેને બટ્ટો લાગે છે અને તેને ઘણું ખમવું પડે છે. મોટી વયની વનિતાએ કંઈ ભૂલ કરી હોય તો તેની સાચીખોટી વાત ઘડીના પલકારામાં ફેલાઈ જાય છે. આ વિષયમાં સ્ત્રીઓ પોતે પોતાની જાત તરફ ઘણી જ ઘાતકી અને નિર્દય છે, એમ જોવામાં આવ્યું છે. પુરુષ ઘણી ભૂલો કરે તોપણ સમાજ તેને સ્વીકારે છે, તરછોડતો નથી. આ જાતનો, કાજીની ભેંસ-વાળો, એકતરફી ન્યાય હવે ચાલુ રહેવો જોઇએ નહિ. પતિવ્રત-નો ઉપદેશ આપનારાઓએ હવે પત્નીવ્રત ઉપર પણ એટલો જ ભાર મૂકવો જોઇએ. પુરુષ એક ઉપર બીજી, એમ ગમે તેટલી સ્ત્રીઓ પરણી શકે, પણ ગમે તેટલા જુલમ છતાં પણ સ્ત્રીએ છૂટાછેડા ન લેવાય એ વિચિત્ર અને નિર્દય પ્રકાર કોઈ પણ વિચારવંત માણુસને ઠીક નહિ જ લાગે. પુરુષ પોતાની સ્ત્રી મરી જતાં સ્મશાન-માંથી જ નવું સગપણ કરી આવે; પણ જેણે ઘરવાસ નથી કરેલો તેવી નાની બાળાએ પણ વિધવા થતાં જીવનભર એકલા જ રહેવું, એવું રાક્ષસીપણું રાષ્ટ્રજીવનમાં ઉચ્ચતા લાવવા ઇચ્છ-નારાઓ તેમજ ગીતાનો ખરો મનુષ્યધર્મ પ્રવર્તાવવા મથતા સજ્જનો કોઈ પણ બહાના હેઠળ ચાલુ રાખી શકે જ નહિ. રૂઢિઓ બદલાવીને ન્યાયયુક્ત પ્રણાલી કરવામાં—સ્ત્રીપુરુષને માટે અન્યોન્ય પરસ્પર સમાન ધર્મ કરવામાં સંસારની ઉન્નતિ જ છે. એથી સ્ત્રીઓ વંઠી જશે, એમ કહેનારાઓ મોટે ભાગે પોતે જ હલકા માનસવાળા અને અનુદાર અથવા કોઈ વખત નીચ અને કામી હોય છે.

ભારતમાં લગ્ન એ સંસ્કાર છે અને સોદો નથી, એવું

કહેનારાને પૂછી શકાય કે ઊતરતા દરજ્જાના ગણાતા સોદાની સ્પષ્ટ શરતો સાચવી ન શકનાર પ્રજા સંસ્કારની ઉચ્ચ ભાવના કેમ જાળવી શકે ? ગર્ભમાં બાળક હોય ત્યાં વિવાહ થઈ જાય એવી હાસ્યજનક ભયંકરતા હવે નથી રહી; છતાં લગ્ન-વ્યવહારમાં અને તેને લગતા વિચારોમાં હજી ઘણા ફેરફાર થવા જોઇએ એમ લાગે છે. કયાં 'પુત્રપ્રાપ્તિને માટે જ કામ' એવી ઉચ્ચતર ભાવના ને કયાં ઠેકાણે ઠેકાણે કબૂતર અને કૂતરાની હાલતમાં પહોંચેલાં હાલનાં ભારતનાં સંતાનો ! આ વિષયની સ્પષ્ટ ચર્ચામાં પણ આપણા લોકોને કંઈક ખોટું લાગે છે. જે પરદેશી રાજ્ય સત્તા બદલાવી શકે તે તમારો કાયદો બદલાવશે નહિ અને તમે પોતે તે બદલાવશો નહિ તો પછી શું થશે ? કજોડાં, કન્યાવિક્રય, પહેરામણી અને પૈસાની આપ–લે, આર્થિક સગવડ-નાં લગ્નો વગેરેનો વિચાર કરતાં જણાશે કે જીવનસખી શોધીને પ્રેમભાવના ઉપર, ફરજના મજબૂત પાયા ઉપર લગ્ન રચાતાં નથી.

આવાં લગ્નોમાં સુખ પણ મર્યાદિત રહે, સૌજન્ય અને અન્યોન્ય વિશ્વાસ ન રહે તો દોષ કોનો ?

સ્ત્રીઓ દુષ્ટ થતાં પ્રજાનો નાશ થાય, કુલધર્મ અને જાતિધર્મ ડૂબી જાય વગેરે માન્યતાઓ ધરાવનારાઓએ એ વિચાર પણ કરવો ઘટે છે કે, સ્ત્રીઓને દુષ્ટ કોણ કરે છે ? પોતાની મેળે તો દુષ્ટ થઈ શકતી નથી. પુરુષો અને સમાજ, જાહેરમત, મનોભાવના-ને બદલે જડતા પોષતું ભાડૂતીપણું વગેરે સર્વ કારણો બદલી શકાય તેવાં છે. દેહલગ્ન અને પ્રેમલગ્ન એવા બે ભાગો કરી શકાય તો તે જ અધોગતિનાં નિશ્ચિત ચિહ્ન છે.

પૂરા સુખ વગરનાં લગ્નોમાં જ વધુ ખરાબીનું અંગ રહેલું છે. ગણિકાનો વર્ગ શા માટે ઉત્પન્ન થાય છે ? કેમ પોષાય

છે? વગેરે નાપસંદ વિષયોનો વિચાર કરતો રહ્યો. સ્થાયી સુખને બદલે ક્ષણિક સુખ અને તે પણ ભાડૂતી વિક્રય કરીને લીધેલું, તેમાં સંડોવાયેલાં અને માર્ગ ભૂલેલાં સ્ત્રી અને પુરુષો બન્ને અત્યંત દયાને પાત્ર છે.

નવીન કુટુંબમાં જઈ બધાનાં દિલ જીતી લેવાં, એ મહાભારત કાર્ય નાની વયમાં સ્ત્રીઓએ કરવાનું હોય છે. તેને માટે તેમને આવડત, વિવેક-વિનય, પક્કાઈ, સારી રીત-ભાત અને વિચાર કરીને બોલવાની શક્તિ જોઇએ, તે અમે અમારી દીકરીને આપ્યાં છે, એમ દરેક માબાપે તપાસવું જોઇએ. એક હાથે તાળી પડે નહિ, એટલે સસરા, સાસુ, જેઠ, જેઠાણી, નણંદ, ભોજાઈ વગેરેમાં આવકાર, સદ્‌વૃત્તિ, ક્ષમા, દયા, માણસાઈ ખીલ્યાં છે કે નહિ તે પણ જોવું જોઇએ. બન્ને પક્ષ વચ્ચેનો નિયામક (બફર) એટલે બંને બાજુનું જોઈ શકે અને બંને બાજુનો વેગ પોતાનામાં સમાવી શકે, (જો એટલાં માનસ અને શક્તિ હોય તો) તે વહુનો વર. સરખું ન ચાલે તો અને પતિ પોતાની ફરજ બરોબર ન સમજે તો કાં તો કુટુંબ-થી વિભક્ત થવામાં કૌટુંબિક જીવનની અમુક સારી અસરો અને રક્ષણો ગુમાવાય છે. નહિ તો, જેમ ઘણે ઠેકાણે બને છે તેમ, નાની સ્ત્રી ઉપર અમાનુષી જુલમ અને માનસિક અને શારીરિક વ્યથા ઊભાં થઈ જાય. નાજુક માનસની વનિતા આ સંસ્કારો જિંદગી સુધી ભૂલે નહિ અને જ્યારે મોટી વયે પોતે સાસુ બને, ત્યારે પોતાની વહુ ઉપર પોતાનું વીતક વિતાડે! દંપતીજીવન-ની આ દુષ્ટ સંકલનામાંથી સમાજને છોડાવવો જોઇએ. સ્ત્રીઓ, પુરુષો, નાના અને મોટા બધા અને ખાસ કરીને જાહેર પ્રજા-મત, લેખકો, શિક્ષકો, સમાજના નેતાઓ, વર્તમાનપત્રકારો, અમલદારો, સાધુઓ, ધર્મગુરુઓ, આ વિષયમાં પોતાની ફરજ બજાવે છે? સ્ત્રીઓ પોતે પોતાની જાતની દુઃખમાં રહેલી

બીજી બહેનો માટે કંઈ પણ કરે છે?

'નબળો ધણી બૈરી ઉપર શૂરો' એ ન્યાયે નબળી પ્રજાના પુરુષો સ્ત્રીઓને મારે છે! પાડોશીઓ વચ્ચે પડવાની નૈતિક હિમ્મત ધરાવતા નથી! મારથી નાસી આવેલી રડતી દીકરીને મા પાછી સાસરે વળાવે છે! 'મારી વહુ છે, હું ગમે તેમ કરું.' એ બહાનું કાયદાની અદાલતો સુધી અપાયું, એ ભારતનું કમનસીબ છે. હોંસ અને આશાથી લગ્નજીવનનો લહાવો લેવા નીકળેલી સ્ત્રીને લગ્ન એટલે વેચાણ, ગુલામી, વૈતરું, માનસિક જુલ્મ અને કોઈ સ્થળે આશ્રય મેળવવાનું સાધન નહિ, એ ભયંકરતાનો અનુભવ કોઈ કોઈ વાર થાય છે. વખતોવખત સ્ત્રીઓ સંસારની ક્રૂરતા ખમી ન શકાવાથી કૂવો પૂરે છે અને બળી મરે છે. તેવા દુઃખદ પ્રસંગો વિચારવંત સજ્જનને લાલબત્તીની જેમ અટકાવીને આ પ્રશ્નની ભીતરમાં જઇને તેનો ઉપાય કરવાનું સૂચવે છે.

સ્ત્રીઓની સ્થિતિ સુધારવા માટે ઉચ્છ્રૃંખલ સુધારો નથી જોઇતો. યુરોપના જેવું લડાયક સ્ત્રીત્વ (મિલિટન્ટ ફેમિનિઝમ) નથી જોઇતું. દરેક છોકરીને ઓછામાં ઓછો એક હુન્નર શીખવવો જ જોઇએ. જેથી લગ્ન ન થાય તો, અથવા થયા પછી બગડે તો, તે કોઈની દયા કે દાન ઉપર નભે નહિ. "આધારગૃહો" જેમાં કોઈ પણ કારણથી (જે પૂછવામાં ન આવે) નિરાધાર થએલી સ્ત્રીને આશ્રય મળે, કામ કરવાનું, શીખવાનું મળે તે સ્થળે સ્થળે સ્થપાવાં જોઇએ. સહન ન કરી શકાય તેવો ત્રાસ ઊભો થતાં કોઈ પણ સ્ત્રી ત્યાં જઈ શકે અને નિર્વિઘ્ને આશ્રય તથા રક્ષણ મેળવી શકે એવી વ્યવસ્થા થવી જોઇએ. કાયદો ફેરવતાં વખત લાગે છે, તેને માટે જાહેરમત તૈયાર કરવો જોઇએ. પણ સ્ત્રીઓની આર્થિક સ્થિતિ બદલાતાં બીજી વસ્તુઓ સુગમ થઈ પડે તેમ છે.

હમણાં સ્ત્રીઓ માટે સ્વતંત્ર કામ—જેવાં કે રસોઈ, ઘરનોકરી, ભરતગૂંથણ, નર્સિંગ, શિક્ષણ, ડાકટરી વગેરે મળે છે. દુકાનો અને ઓફિસોમાં ક્રિશ્ચિયન અને પારસી સ્ત્રીઓ કામ કરે છે. અમેરિકામાં મોટા ધંધાઓ પણ સ્ત્રીઓ ચલાવી શકે છે. વ્યવસ્થાશક્તિ સ્ત્રીઓમાં ઓછી નથી. પણ સુયોગ્ય લગ્ન ન કરી શકેલી અથવા તેમાંથી દુ:ખને લીધે છૂટી પડેલી અથવા કોઈ વિધવા બહેન જ્યારે પોતાના નિર્વાહનાં નિર્દોષ સાધન શોધે છે, ત્યારે ઘણી સ્ત્રીઓ પોતે જ તેને ઉતારી પાડે છે અને કેટલાક કમઅક્કલના અથવા દુરાચારી પુરુષો તેમના રસ્તામાં વિઘ્ન નાખવાને ચૂકતા નથી. આપકમાઇવાળી સ્ત્રીઓ પોતાનું જીવન સુધારે છે, એટલું જ નહિ પણ લાંબા સમયથી દબાઇ ગયેલી સ્ત્રીશક્તિને ઉત્તેજિત કરી, સમાજને ઉપર લાવી, બળવત્તર પ્રજાતત્ત્વનો પાયો નાખે છે.

જડ તત્ત્વને બદલે ચેતન તત્ત્વ સમાજમાં વધારવું એ જરૂરનું છે. ભાવના અને પરસ્પર સમભાવ એ ઘણી મુશ્કેલીઓ અને ખામીઓ દૂર કરે છે. કવિ કહે છે—

"અમે અબળાને માયા, વ્હાલી રે વ્હાલી,
વસ્ત્ર કરાવો, ઘરેણાં ઘડાવો, મોતીડે મઢો તો મન ખાલી રે ખાલી."

બાળકનો જન્મ આપતું માતૃત્વ એ એક મોટી કસોટી છે. તે માટે સ્ત્રીઓને તૈયાર કરવામાં કુદરતે તેમને મોટી સહનશક્તિ આપી છે. પ્રજાપોષણનું કાર્ય તેમણે કરવાનું છે, માટે ઈશ્વરે તેમને તે જાતનું શરીર અને શારીરિક ગુણો આપ્યા છે, જે પુરુષોના ગુણોથી જુદા છે. સૌન્દર્ય, સૌમ્યપણું, અને નરમાશની સાથે શારીરિક નબળાઇના ગુણો અને અવગુણો સ્ત્રીઓમાં છે. હજારો વર્ષો સુધી દબાયેલા સ્ત્રીજગતના જૂના સંયોગો પ્રમાણે તેમના સંસ્કારો હોય છે અને નવા સંયોગો પ્રમાણે આવેશથી કામ કરવું, યુક્તિ કે લુચ્ચાઈ વાપરવી, કુદરતે સોંપેલાં

જીવનકાર્ય પૂરાં કરવામાં રહેલાં જોખમો માથે વહોરવાં, સારી આશા રાખવી, પણ પછી જે બને તે વિધિના લેખ માની સહન કરી લેવું, વગેરે પ્રધાન ગુણો નારીઓના હોય છે.

સ્ત્રીઓમાં રહેલી શક્તિ અને ગુણો ખીલે તો સમાજની ચડતી થાય, તેમાં શક નથી. સ્ત્રીઓની શક્તિ દબાઇ જાય, ફૂલની જેમ કરમાઇ જાય અને તેમના અવગુણો બહાર નીકળે તો પ્રજાની પાયમાલી થાય એ તો સ્પષ્ટ જ છે. સ્ત્રીઓ લડે ત્યારે તેઓ ભયંકર યાદદાસ્ત શક્તિ દેખાડે છે. નાનામાં નાની વાત યાદ રાખી જરા મીઠુંમરચું ભભરાવીને કોઈ ભલભલા બેરિસ્ટરોને બાજુ મૂકે તેવી દક્ષતાથી પોતાને થયેલા અન્યાયો કહી દેખાડે છે. પોતાના પુરુષ પ્રત્યે લલચાવનારી નજર નાખનાર અથવા પોતાના પુત્રને ખોટે રસ્તે લઈ જનારી સ્ત્રી પ્રત્યે ઉશ્કેરાયેલી વાઘણના જેવું સાવધાનપણું અને શૌર્ય સ્ત્રીઓ વાપરી શકે છે. વ્યક્તિમાં અને સમૂહમાં આ બધું સંજોગોને આધારે છે. સ્ત્રીઓ દુષ્ટ થતાં કુલધર્મ અને જાતિધર્મનો નાશ થાય છે, એમ બધા કહે છે. પણ કોઇ સ્ત્રી પોતે દુષ્ટ થતી નથી અને માબાપો તથા ધર્મગુરુઓ, પુરુષો અને સ્ત્રીઓ, સમાજ અને સંસ્કારો જ તેની હલકી વૃત્તિઓને ઉત્તેજન આપે છે, એ સત્ય હિંદુસ્થાનમાં ભૂલી જવાયું છે. ગમે તેવી દુષ્ટ સ્ત્રી પણ ઘૃણાપાત્ર નહિ પરંતુ દયા અને મમતાને પાત્ર છે. માયાથી તેને સદ્વર્તનમાં લાવી શકાય છે. 'અનુતાપે પાપ નાશે' એમ મહાત્મા તુકારામ કહે છે. ઘણા સંતો વાલ્મીકિની જેમ ઘણું પાપ કર્યા પછી સારે માર્ગે વળ્યા હતા. નારીને માણસ તરીકે ગણીએ તો આ જ માર્ગ તેમની અને સમાજની ઉન્નતિનો છે. તેમને જડ વસ્તુ અને રાચરચીલા તરીકે ગણીએ, ત્યારે જ ભયંકર ભૂલો થાય છે. સ્ત્રી એ કામ-વાસના સંતોષવાનો સંચો છે; રસોઇ કરનાર, ઘરનું કામ કર-નાર સસ્તામાં સસ્તો નોકર છે; એવી હલકી ભાવના રાખનાર

પર કુદરત વેર લે છે. જડ ધન તો તિજોરીમાં સંભાળાય પણ પત્નીને જડ વસ્તુ માનનારા પશુઓ વહેમથી ઘેરાઈ જાય છે અને પોતાનું સુખ કારણ વગર ખોઈ દે છે. દેહસૌન્દર્યમાં ક્ષણિક સુખ શોધવું કે દોસ્તીમાં, સમન્વયમાં સ્ત્રીને જીવનસખી તરીકે ગણવી એ પુરુષના પોતાના હાથમાં છે.

ઉસ્તાદ તૂટેલા તાર સાંધીને ફૂટેલા તંબૂરામાંથી સુસ્વર કાઢી શકે છે, ને મૂર્ખને સુંદર વાદ્ય આપો તો પણ તાર તોડીને બેસૂરું જ સંભળાવે છે.

એક જર્મન લેખકે (ઓટો વાઈનિંગેર) સ્ત્રીઓની માનસિક વૃત્તિની તપાસ કરતાં તેઓ માતૃત્વપ્રધાન અને ગણિકાત્વપ્રધાન એમ બે ભાગમાં વહેંચાય એમ કહ્યું છે તે બિલકુલ ખરોબર નથી. પ્રાચીન હિંદુસ્તાનમાં પદ્મિની, રોહિણી, હસ્તિની, ચિત્રિણી એ ચાર ભાગમાં સ્ત્રીજાતિની ગણના કરતા તે પણ ખોટું લાગે છે (સિવાય કે હમણાં પશ્ચિમમાં ચાર જાતનાં લોહી નોંધાયાં છે, પણ તે સ્ત્રી અને પુરુષ બંનેને માટે). પુરુષોમાં હલકામાં હલકાથી (તામસમાં તામસથી) ઊંચામાં ઊંચા (સાત્ત્વિક) સ્વભાવના માણસો હોય છે. પુરુષો આવા છે ને તેવા છે, એમ એક શબ્દમાં, એક લાકડીએ કોઇ કહેતું નથી; તો સ્ત્રી બે જાતની કે ચાર જાતની હોય એમ કહેવું, એ પણ બિલકુલ વાજબી નથી. ગુનેગારોને અને કેદીઓને પણ માણસાઇથી તેમની હલકી વૃત્તિમાંથી છોડાવીને સારે રસ્તે ચડાવાય એમ હોય તો સ્ત્રીઓને માટે સર્વસામાન્ય એક જુદું ધોરણ અને ટીકા શા માટે? શા માટે વ્યક્તિગત વ્યવસ્થા અને માર્ગદર્શક ભાવો ન જોઇએ? તેમની સાથે શા માટે ઉચ્ચ ભૂમિકા ઉપર અને ઉચ્ચ આશયથી ન વર્તવામાં આવે? છળકપટ, કુલટાપણું અને સ્ત્રીચરિત્ર વગેરે કોઈ વાર સ્ત્રીઓમાં દેખાય છે. નબળી, દબાયેલી, સમાનતાની ગંધ વગરની, લગ્ન સિવાય અન્ય આર્થિક માર્ગ ન જાણ-

નારી, સ્ત્રી કોઈ વાર આમ કરે તો તેનાં કારણો સમજીને દૂર કરવાં જોઈએ. સંન્યાસીઓ સ્ત્રીઓ પ્રત્યે જે ઘૃણા રાખે છે, તે સંયમશક્તિની અધૂરાઈને લીધે છે. સમાજ સ્ત્રીઓને અપનાવીને જ તેમને અને પોતાને ઊંચે લાવી શકે છે.

કહેવાય છે કે સિંધમાં કોઈ સ્થળે કોઈ બદમાશો છોકરીને આઠ દિવસ ચોરી જાય, ત્યારે માબાપો છોકરીને પાછી લેતાં નથી. 'તું વટલી ગઇ' એમ કહીને તેની જનેતા અને પિતા, કે ભાઈભાંડુ તે કમનસીબ છોકરીની સામે, જ્યાં તે જન્મભર ઊછરી છે તે ઘરનો દરવાજો બંધ કરે, એ માની ન શકાય તેવી વાત છે. છતાં તેવું પણ કોઈ ઠેકાણે બને છે. કુટુંબપ્રેમ આટલો જલદી પલટાઈ જાય, અને આધાર ખેંચી લઈ બાળકને આમ નિરાધાર કરી શકાય, એ કમનસીબ ભારતમાં બને ! પણ હવે તેવું ન થવા પામે, તેની સંભાળ સ્ત્રીઓનાં મંડળોએ અને પરમાર્થી સજ્જનોએ રાખવાની છે. ધર્મની ભાવનામાં વિશાળતા, પાવન કરવાની શક્તિ અને ક્ષમા છે. તેનાથી આવી અકલ્પનીય કઠોરતા ઊભી થાય તો એ ધર્મ જ મોળો પડી ગયેલો અને ખોટો છે એમ કહ્યા સિવાય ચાલે નહિ. હાથે કરેલી ભૂલ તરફ પણ ઉદારતા દાખવવી જોઈએ; તો અકસ્માત્ અને સંજોગોવશાત્ પરાણે થયેલી ઘટના કુટુંબવાત્સલ્યનો કિલ્લો ભેદી શકે તે બને જ કેમ ?

પુરુષ પર્વત છે, સ્ત્રી નદી છે; બન્નેને સંબંધ છે, બન્નેમાં અમુક મોટી શક્તિ રહેલી છે. જેવાં સંતાન એવો જ સમાજ. પછી એ સંતાનોને જન્મ આપનાર સ્ત્રીને હલકું સ્થાન આપો તો દાસીજાયો પુત્ર જ મળે છે. બીકથી દબાયલી સ્ત્રીનો પુત્ર બીક ધાવીને કાયર નીપજે છે. સ્ત્રીને ઘરની રાણી તરીકે રાખો તો પુત્ર રાણીજાયો થાય. સ્ત્રીનું દાસીપણું તે મનુષ્યજાતિના લાખો વર્ષોના ઈતિહાસનો શોકજનક અવશેષ છે,

અને તે નાબૂદ થવો જોઇએ. જ્યારે દુશ્મનોની સ્ત્રીઓ લઈ વધુ પ્રજા એટલે વધુ યોદ્ધાઓ અને મજૂરો મેળવવાની લોકોને જરૂર હતી ત્યારે એક પુરુષ ઘણી સ્ત્રીઓ પરણતો એ વાત સમાજસંમત થઇ ગઈ. આજે યુરોપમાં ઘણા મુલકોમાં સ્ત્રીઓ સંખ્યામાં વિશેષ છે. અહીં પણ ઘણા ભાગમાં સ્ત્રીઓ વધુ છે અને તેમને પરણાવવાને માબાપોને મોટી યાતના છે. સ્ત્રીઓ અને પુરુષો મોટી વય સુધી અથવા બિલકુલ અવિવાહિત રહે, તે ઇચ્છવા જેવું જ નથી. આર્થિક જરૂરિયાત જેટલું સ્ત્રી મેળવે તે ઠીક છે, કે જેથી લગ્નમાં આર્થિક સગવડ અને ખેંચાણના કરતાં પ્રેમ અને ભાવના તત્ત્વને વધુ સ્થાન અપાય. સ્ત્રી એ પુરુષની સહધર્મ-ચારિણી છે, અર્ધું અંગ છે, એનો અર્થ ફરીથી યાદ કરવો જોઇએ. અન્યોન્યપણામાં અને પરસ્પરપણામાં જ આ ભાવના રહે છે. "સહ ના વવતુ,–સહ નૌ ભુનક્તુ" "અમારું **સાથે** રક્ષણ કરજો, અમે **સાથે** મળીને ખાઇશું"—એ ઉપનિષદનો ભાવ ચેતનામય, ભાવનામય માનવ સંબંધમાં જ રહી શકે.

દીકરાને દૂધ, દવાદારૂ અને શિક્ષણ અને દીકરીને નહિ એ એકતરફીપણું કેટલાંક કુટુંબોમાં દેખાય છે, તેનું બીજ સ્ત્રીઓને ઊતરતી ગણવાના ખ્યાલમાં છે. પુરુષ બચપણથી જ ઊંચો દરજ્જો ભોગવે અને જ્યાં સુધી કોઈ પણ સ્ત્રી, બહેન, પત્ની કે માતા હાજર હોય, ત્યાં સુધી ઘરનું કંઈ કામ પોતે કરે નહિ, તે અસમાનભાવના પાછળથી તેના સંસારમાં હાનિકર્તા છે. કર્મવિપાક પ્રમાણે સ્ત્રીઓ હલકી યોનિમાં જન્મ લે છે માટે ભલે થોડું દુઃખ ખમી લે, એવી હાસ્યાસ્પદ વાત પણ ક્યાંક સંભળાય છે! તેવો વિચાર હવે નાબૂદ થવો જોઇએ. પોતાની માતા માટે આદર રાખનાર, પત્નીપ્રેમના કંઇક પ્રસંગો જેની યાદમાં તાજા છે અથવા પોતાની નિર્દોષ બાળકીમાં મમતા રાખનાર અને છેવટે સ્ત્રીઓના નાજુક સૌજન્ય, હોંસભર્યા

આવકાર અને સત્કાર, ઉત્સાહી અને ચીવટભરી સંભાળ જેણે કોઈ વાર પણ અનુભવ્યાં હોય, તેવો કોઈ પુરુષ જાણીજોઇને નારીઓને ઊતરતી ગણવા તેમજ તેમને દબાયલી અને પછાત રાખવાની વાત કબૂલ કરશે નહિ. શૂરવીર પ્રજા અને વિશાળ પ્રતાપી રાષ્ટ્ર પોતાના જ જીવનસમયમાં સ્થપાય એવું ઇચ્છનાર સ્વદેશપ્રેમી તો સ્ત્રીઓની ઉન્નતિને જ મહામાર્ગ સમજીને બનતી ત્વરાએ એ કાર્યની પાછળ લાગી જશે.

મુસ્લિમ કાયદો વારસાની વ્યવસ્થામાં સ્ત્રીઓ તરફ વધુ ઉદાર છે. તલ્લાક એકતરફી છે તે બદલવાની કોશીશ થઈ રહી છે. પણ સમાજમાં, કુટુંબમાં, સગાંસંબંધીઓમાં સ્ત્રીનો દરજ્જો ઊંચો કરવાની જરૂર ત્યાં પણ એવી જ છે. આર્થિક રક્ષણ અને 'આધારગૃહો'ની મુસ્લિમ સ્ત્રીઓને એટલી જ, બલ્કે વધુ જરૂર છે.

સ્ત્રીઓના રોગો, તેમની તકલીફો અને તેમના આરોગ્ય તરફ જ્યાં વધુ ધ્યાન અપાવું જોઈએ, ત્યાં થોડું પણ નથી અપાતું; એ વાત રાષ્ટ્રના ભાવિમાં મહાચિંતાકારક છે. ભાઇ ડુંગરશી ધરમશી સંપટે આ સંસ્થાને આ પ્રશ્નોને વાર્તાના રૂપમાં વણીને આ સુંદર પુસ્તક લખી આપ્યું છે, તે માટે તેમને અનેક ધન્યવાદ. 'કલ્યાણમયી' એટલે સ્ત્રીજાતિ. સુવ્યવસ્થિત સંસારમાં સ્ત્રીઓ જ સુખ, આનંદ અને કલ્યાણ પ્રવર્તાવી શકે.

પુસ્તકના છેવટના ભાગમાં પરિશિષ્ટરૂપે 'સ્ત્રીઓના રોગ' એ નામનું ઘણું ઉપયોગી પ્રકરણ આ સંસ્થાના 'આર્યભિષક્' નામના ઉત્તમ ગ્રંથમાંથી આપેલું છે.

મુંબઈ,
તા. ૧-૧-૪૪

સસ્તું સાહિત્ય મુદ્રણાલય ટ્રસ્ટના ટ્રસ્ટીઓ વતી
**મનુ સુબેદાર (પ્રમુખ)**

# અનુક્રમણિકા

# ગ્રંથસેવનનો મહિમા

**यस्यास्ति सद्ग्रंथविमर्शभाग्यं। किं तस्य शुष्कैश्चपलाविनोदैः॥**

અર્થાત્ જેને સારા સારા ગ્રંથો વાંચવા-વિચારવાનું સદ્ભાગ્ય મળેલું હોય, તેને ચપળાના (સ્ત્રીના-લક્ષ્મીના) શુષ્ક વિનોદ શી ગણતરીમાં છે?

"પુસ્તકોમાં હું ગૂંથાયેલો રહી શકતો, તેથી મને બે માસ વધારે જેલ મળત તો પણ હું કાયર થાત નહિ; એટલું જ નહિ પણ મારા જ્ઞાનમાં ઉપયોગી વધારો કરી શકવાથી હું ઊલટો વધારે સુખ-ચેનમાં રહેત. હું માનું છું કે, જેને સારાં સારાં પુસ્તકો વાંચવાનો શોખ છે, તે ગમે તે જગ્યાએ એકાંતવાસ સહેલાઇથી વેઠી શકે છે. × × × એક પછી બીજું, એમ પુસ્તકો વાંચતાં છેવટે તમે અંતર્વિચાર પણ કરી શકશો." —**મ૦ ગાંધીજી**

"મને પુસ્તકો વાંચવાથી જેવો આનંદ મળે છે, તેવો આનંદ આ જગતમાં બીજા કોઈ પણ કામથી નથી મળતો." × × × "માતૃભાષામાં વિવિધ જ્ઞાન આપનારા ગ્રંથોનો પ્રચાર થયા વિના કોઈ પણ પ્રજા ઉન્નતિ પામી શકતી નથી અને જાતીયભાવના (સ્વ-દેશપ્રીતિ) પણ મેળવી શકતી નથી." × × × "બધી જાતની ઉન્નતિનું મૂળ જ્ઞાનની ઉન્નતિમાં છે. પશુ આદિના જેવી ઇંદ્રિયતૃપ્તિ સિવાયનું બીજું કોઈ પણ એવું સુખ તમે નહિ બતાવી શકો કે જેનું મૂળ જ્ઞાનની ઉન્નતિમાં રહેલું ન હોય." × × × "સાહિત્ય-ઉદ્યાનના ચતુર માળી થવાનું સુભાગ્ય જેને પ્રાપ્ત થયું હોય અથવા જેનું મન સદૈવ સાહિત્યસરોવરનાં કમળોની મધુર સુગંધથી મસ્ત બનવા લાગ્યું હોય, તેને તો સાહિત્ય સિવાયનાં સ્વર્ગીય સુખો પણ તુચ્છ જ લાગે છે." —**બંકિમચંદ્ર**

"ગરીબોને દરિદ્રતામાંથી છોડાવવાની, દુઃખીઓનાં દુઃખ દૂર કરવાની, શરીર તથા મનનો થાક ઉતારવાની અને માંદાંઓનું દર્દ

ભુલાવી દેવાની ગ્રંથોમાં જેટલી શક્તિ છે, તેટલી શક્તિ ઘણું કરીને બીજી કોઈ ચીજમાં નથી." —માર્સ્ડન

"ગ્રંથો પ્રત્યેનો સ્નેહ એ ઈશ્વરી રાજ્યમાં પહોંચવાનો પરવાનો છે."

"ખરાબ ચોપડીઓનું વાચન, એ તો ઝેર પીવા સમાન છે."

"મહેલોથી તથા ધનવૈભવના અખૂટ ભંડારથી જે સંતોષ તમને નહિ મળે, તે સંતોષ તમને ઉત્તમ પુસ્તકોથી પ્રાપ્ત થશે."

"ખોરાક વિનાના શરીરની પેઠે જ્ઞાન વિનાનું મન નિર્માલ્ય છે. એ જ્ઞાનને મેળવવાનું સર્વોપરી સાધન વાચન હોવાથી, જે ઘરમાં સારાં પુસ્તકો નથી તે ઘર, ઘર નહિ પણ નિર્માલ્ય તનમનવાળાં જીવતાં મુડદાંઓને રહેવાની ઘોર જ છે."

એક વિદ્વાન ઠીક જ કહે છે કે, "વાંચવાની હોંશ છોડી દેવાના બદલામાં કોઈ મને આખા હિંદુસ્તાનની સંપત્તિ આપે, તો પણ હું તેને કદી છોડું નહિ."

"પુસ્તકો તરુણાવસ્થામાં સુમાર્ગ દેખાડે છે, વૃદ્ધાવસ્થામાં મનરંજન કરે છે અને ઉદાસીને વખતે સમાધાન કરીને આપણું જીવન આપણને નકામું લાગવા દેતાં નથી. વળી તે આપણી ચિંતા તથા ક્રોધાદિને શાંત કરી નિરાશાનો નાશ કરે છે."

"ગ્રંથોની ઓરડીમાં ગયા પછી તમે એને હાથ નહિ લગાડો તોપણ એ ગ્રંથો જ માનસવાણીથી તમને કહેશે કે, 'અમારામાં પુષ્કળ જ્ઞાન ભર્યું છે તે લો અને વાપરો, એટલે તમારું કલ્યાણ થશે.' શું આ માનસવાણી ઓછી કીમતી છે?"

"ઉત્તમ ગ્રંથો, તેનું સેવન કરનારાઓમાં ધર્મ, નીતિ, ચાતુર્ય, પ્રતિભા, શૌર્ય, ધૈર્ય તથા પરોપકારવૃત્તિને વિસ્તારે છે, અને જેમ-જેમ એ દૈવી ગુણોની સત્તા જામતી ચાલે છે, તેમતેમ દુનિયાને પીડારૂપ આસુરી ભાવોની જડ નાશ પામતી જાય છે."

"સુખ, વિદ્યા અથવા પ્રમાણિકતાના પ્રેમીઓએ તો જરૂર પુસ્તકોનો શોખ રાખવો."

"લીલા વનમાં ભૂખે મરનાર પશુમાં અને આટલાં આટલાં વાંચવાનાં સાધન છતાં જ્ઞાનહીન રહેનાર મનુષ્યમાં શો તફાવત?"

---

# કલ્યાણમયી

## ૧ : બે સખીઓ

"બહેન મેના! મારું એટલું કામ નહિ કરે? એટલાથી યે હું ગઈ?"

"બહેન! એ કામ ઘણું જોખમવાળું છે. કદાચ આબરૂ પણ જાય. ફોગટનો ફજેતો થાય."

"અરે, એમાં તે શું ડરે છે? મોટી હિંમતવાન પોતાને કહે છે ને? સાંભરે છે ને! મોટા બાપાના પીપળાને અંધારી રાતે તું અડકવા ગઇ હતી. પચીસ છોડીઓમાં તારી જ એકલીની હિંમત ચાલી હતી. એમાં તો 'બ્રહ્મરાક્ષસ રહે છે' એમ આખું ગામ કહેતું હતું."

"એ વાત તો સાવ જુદી હતી. હું ભૂતપ્રેતમાં માનતી જ નહોતી. હજી પણ માનતી નથી."

"શું તું બહેનનું એક પણ કામ નહિ કરે? જો મારી અને મારા કુટુંબની આબરૂનો સવાલ છે. આપણે સગી બહેનોથી પણ વિશેષ છીએ. મારી આબરૂ નહિ બચાવે? મને કૂવોહવાડો પૂરવાનો વખત આવશે, હોં બહેન."

"પણ રાધા, એટલું બધું તે શું છે? બન્યું છે શું, તે તું મને સમજાવીને કહીશ?"

"બહેન, મારી જીભ જ ઊપડતી નથી. મેં એક ભૂલ કરી છે તેનાં ફળ ભોગવું છું. રાતદિવસ એની એ જ ઉપાધિ છે. ચિંતા તો મને કોરી ખાય છે. જાણે આજે જ જીભ કરડીને મરી જાઉં."

"પણ એટલું બધું છે શું? મારાથી છુપાવીશ? હું તને મદદ કરવા પ્રયત્ન કરીશ, મને તારી વાત તો કર."

"પહેલાં કોલ—વચન આપ તો વાત કરું. કોઈ પણ જીવતા જીવને કદી પણ ન કહેવાનું અને કામ કરી આપવાનું, એમ બે કોલ આપવાના છે."

"મારા ઉપર વિશ્વાસ હોય તો વાત કર. બાકી કોલ તો નહિ આપું. પણ કામ કરી આપવાની કોશિશ કરીશ."

રાધા જરા વાર ચૂપ રહી વિચારમાં પડી. એનું મન ગૂંચવાતું હતું. જીભ ઊપડતી નહોતી. છેવટે એણે મન દઢ કર્યું ને તે બોલી:

"જો બહેન મેના! જગતમાં ભૂલો ઘણાં કરે છે. એ ભૂલ પુરુષો કરે તો કંઈ નહિ, પણ સ્ત્રીઓ કરે તો એમને તો જીવતાં જ મરવાનું થાય છે. આપણી સ્ત્રીઓનું લોહી હલકું ગણાય છે. એક જ ભૂલ થતાં સઘળો સંસાર ખરાબે ચઢી જાય છે. મારા નસીબમાં પણ એક એવી ભૂલ થઈ ગઈ છે. હવે એને માટે ઘણી પસ્તાઉં છું પણ હવે મોઢામાંથી થૂંકેલું તે કેમ ગળાય? કોઈ જાલિમના હાથમાં સપડાયેલી માછલીના જેવી મારી દયાજનક સ્થિતિ થઇ પડી છે." રાધાની આંખમાંથી બોર બોર જેવડાં આંસુઓ પડવા માંડ્યાં. મેનાએ પોતાના પાલવથી એ આંસુઓ લૂછ્યાં.

જરા વાર પછી રાધાએ ફરી આગળ ચલાવ્યું.

"અમારી પાડોશમાં વિસનજી મહેતો રહેતા હતા. એ ભલા અને સારા વેપારી હતા. ગામમાં આબરૂદાર કહેવાતા હતા. એમનો છોકરો છેલભાઈ રૂપાળો અને મોજીલો હતો. એ સરસ રેશમી ખમીશ, બંગાળી ધોતી, ઉપર કોટ અને માથે ભરતવાળી ટોપી

પહેરતો. માથું તો ઓળેલું જ હોય, રૂમાલ ઉપર અત્તર છાંટેલું હોય અને ગુલાબનું ફૂલ છાતીએ રાખેલું જ હોય. એ છેલબટાઉ હતો. બાપે પરણાવ્યો હતો. પણ બાયડી જરા શ્યામ હોવાથી એ બોલાવતો નહોતો. ગામની છોકરીઓને લાલચમાં ફસાવતો હતો. એનો બાપ પૈસાદાર હતો. એટલે એ ફક્કડ થઇને ફરતો ને ગામની રૂપાળી છોકરીઓ ઉપર ખરાબ નજર નાખતો હતો. તેમજ એમની પાછળ પૈસા પણ બગાડતો હતો. એની એ ટેવ હજી ચાલુ છે. ઘણાં-નાં ઘર એ રાક્ષસે ભાંગ્યાં છે. મારું પણ એણે જ ભાંગ્યું. પરમાત્મા આવા નરાધમોને શા માટે જીવતા રાખતો હશે? એમને સખત સજા શા માટે નહિ કરાવતો હોય?" રાધાએ દાંત પીસ્યા.

"પછી બહેન શું થયું? વાત કર એટલે ખબર પડે."

"વાત તે શી કરું મારું કપાળ? મારા તો દિવસ ઊઠ્યા કે એ રાંડનાની નજર મારા ઉપર પડી. તું તો જાણે છે કે હું દેખા-વડી છું. હું નાનપણથી પહેરવાઓઢવાની શોખીન હતી. છેલભાઇની અને અમારી અગાસી સામસામી હતી. એ મને ક્યારેક એકલી અગાસીમાં જોતો, એટલે ખોટા ચેનચાળા કરતો હતો. હું એના તરફ જોતી પણ નહિ. અંધારામાં એક દિવસ હું એના ઘર પાસેથી પસાર થઈ. એણે મારી પડખે ચાલીને મારા હાથમાં ઊંચી જાતની અત્તરની શીશી મૂકી દીધી. મેં અક્કલ વગરનીએ શીશી તરત ફેંકી દીધી નહિ. બીજી વખત લાગ જોઇને એણે બીજી જાતના અત્તરની શીશી મને આપી. હું શું કરું છું તેનો વિચાર પણ કર્યા વગર મેં એ પણ ભોળપણમાં રાખી લીધી. એમ પાંચસાત વાર એણે ચીજો મને મોકલી હતી. લોભમાં પડીને હું એ લેતી હતી. પછી એની એક ચિઠ્ઠી મને મળી. મેં જવાબ આપ્યો નહિ. બીજી આવી, ત્રીજી આવી એમ આવ્યા જ કરી. ત્યારે મને શું યે થયું કે મેં એનો જવાબ આપ્યો. પછી તો ચિઠ્ઠીઓની પરંપરા ચાલી. તેમાં મેં પણ એના પ્રત્યે પ્રેમ જાહેર કર્યો. પરંતુ એની છેલ્લી ચિઠ્ઠી મારા ખીસા-માં રહી ગઇ હતી. હું તે ફાડી નાખતાં ભૂલી ગઈ. મારી માતાએ એ લૂગડું ધોવા કાઢ્યું તેમાં ચિઠ્ઠી મળી. બધી વાતની એને

ખબર પડી ગઈ.

"મારી માતાએ મને જરા પણ ઠપકો આપ્યો નહિ. તે મને જમાડીને એકાંતમાં તેડી ગઇ. એણે બધી હકીકત પૂછી. મેં કાને હાથ દીધા. માતાએ મને ચિઠ્ઠી બતાવી. એટલે મારે બધું કબૂલ કરી દેવું પડયું. મારી માતાએ મને જરાયે કઠોર વચન કહ્યાં નહિ. એણે મને સમજાવીને દાખલાદલીલ આપીને આ કામ કેવું નિંદ્ય અને ખરાબ હતું તે સમજાવ્યું: 'દીકરી! સંસારમાં આબરૂ, પ્રતિષ્ઠા, નારીત્વ, ધર્મ, મર્યાદા, સંયમ ખોવાં હોય તે જ આ માર્ગે જાય છે. દીકરીની જાતને તો કેટલુંયે સંભાળવાનું છે. અમારાં પૂર્વજન્મનાં પુણ્ય આડાં આવ્યાં કે તું ઘણી ખરાબ સ્થિતિમાંથી બચી ગઈ છે.' એ વિચારતાં પણ મને કમકમાં આવે છે. મારી માતા દરરોજ અર્ધો કલાક મને તેની પાસે બેસાડી સાવિત્રી, સીતા, અનસૂયા, અરુંધતી વગેરે સતીઓની વાર્તાઓ કહેતી. મને પણ એ ક્ષણિક નિર્બળતા માટે પોતાના ઉપર તિરસ્કાર આવ્યો. હું બચી ગઈ હતી, તે માટે મેં પરમાત્માનો પાડ માન્યો.

"મારા પિતાને કહી મારી માતાએ મને ગોરધનદાસ શેઠના પુત્ર વેરે પરણાવી દીધી. હું મારા પતિ અને સસરાથી પ્રસન્ન છું. મને સૌ વાતે આનંદ છે. પરંતુ કોણ જાણે કયાંથીયે આ દુશ્મન છેલભાઈ જાગી ઊઠયો. મારી માતા ગઈ સાલ ગુજરી ગયાં ત્યાર પછી હું સાસરે રહેવા આવી છું. મને સંપૂર્ણ સુખ છે. થોડા દિવસો ઉપર મને આખા ગામની ઉતાર જેવી કંકુડી મળી હતી. એણે છેલભાઈ તરફથી મને ખાનગીમાં સંદેશો કહ્યો છે. એ પાપિયાની હજી મારા ઉપર નજર છે. મને એ વશ થવા કહે છે. નહિ તો બધા કાગળો મારા સસરાને બતાવવા કહે છે. આ રીતે એ મારો ફજેતો કરવા તૈયાર થયો છે. મારે હવે વિષ ઘોળીને પીધા વગર છૂટકો નથી."

"પણ મારી બહેન! તું આ વાત તારા ધણીને કહી દે ને? એ પોતે બધો બંદોબસ્ત કરી લેશે."

"એ વાત શું કહી? એમ તો વહાલસોયા છે પણ બાપની

પેઠે ભારે આકળા છે. આબરૂનો સવાલ છે. જીવસટોસટની વાત છે. મારી ભૂલ કોઈ રીતે માફ કરે તેમ નથી. હું એમને બરાબર ઓળખું છું. એટલે માફીની આશા નથી."

"તારી સાસુ પાસે વાત કરે તો કેમ? ગૌરીકાકી તને મદદ ન કરે?"

"બહેન! તું મારી સાસુને ઓળખતી નથી? એમના પેટમાં તો કોઈ દિવસ વાત રહે જ નહિ. જરા વારમાં પાત્ર જોયા વગર એ તો બકી નાખે એવાં છે."

"ત્યારે તેં હવે શો ઉપાય વિચારી રાખ્યો છે?"

"છેલભાઈની વહુ વસંત સાથે તારે અને મારે બહેનપણાં છે. વસંત ભોળી, લાંબી અક્કલ વગરની ગમાર જેવી છે. મેં એને કલાવી કલાવીને છેલભાઈ પોતાના કાગળો ક્યાં મૂકે છે તે પૂછી લીધું છે. છેલભાઈએ મને પણ એક કાગળમાં એવો ઈસારો લખ્યો હતો. એક જાપાનીઝ બનાવટની ઈસ્કોતરી છે. તેમાં એ કાગળો રાખે છે. એની ચાવી બે છે. એક ચાવી વસંતે આગળ ચોરીને છુપાવી દીધી હતી. મેં એની પાસેથી તે કઢાવીને લઈ લીધી છે. હવે કોઈ એના ઘરમાંથી એ કાગળો લઈ આવે તો તો સરસ લાગ છે. વસંત હવે પતિને ત્યાં જ રહે છે."

"તું પોતે કેમ જતી નથી? એક દિવસ વસંતને મળી આવ ને તારું કામ થઈ જશે. હમણાં વસંતનાં સાસુસસરા પણ જાત્રાએ ગયાં છે. લાગ સારો છે."

"હું એ ઘરમાં પગ મૂકું એ ન બની શકે તેવી વાત છે. મેં ત્યાં ન જ જવાના સોગંદ ખાધા છે. મારામાં એટલી ધીરજ અને હિંમત પણ નથી. વળી લોકલાજથી ડરીને એ ઘરમાં હું પગ પણ મૂકતી નથી. તેથી જ તારા ઉપર મારી નજર પડી છે."

"પણ એમ તે કેમ બને? હું હોળીનું નાળિયેર શા માટે બનું?"

"જો, આજે બાર વરસ થયાં આપણે એકબીજાને બહેનો કહી-

ને બોલાવીએ છીએ. એકબીજાથી કાંઈ છાનું રાખ્યું નથી. બહેનો કરતાં પણ આપણો બન્નેનો સ્નેહ ગાઢો છે. આ સિવાય તારી બહેનનું જીવન બચાવવું, એ તને ગમતું નથી ? જોખમ છે. પણ જોખમ વગર કયું કામ થાય છે ? આ સિવાય બીજી એક સાત વરસ ઉપરની વાત યાદ આપું ? તું અને હું બન્ને નવા વરસને દિવસે નદીએ નાહવા ગયાં હતાં. તારો પગ લપસ્યો. મને તરતાં આવડતું હતું. તને તરતાં આવડતું નહોતું. મેં તરીને તારો ચોટલો પકડી લીધો હતો ને તને તાણીને કિનારે ખેંચી લાવી હતી. તે દિવસે 'તારો પાડ કોઇ દિવસ ભૂલીશ નહિ.' એ પ્રમાણે તેં મને કહ્યું હતું. હવે પાડ ઉતારવાનો વખત આવ્યો એટલે મેં તને બોલાવી છે."

"હું વચન તો નથી આપતી, પણ તેં કેવી યોજના ઘડી છે, તે તો કહે."

"જો, છેલભાઇને ઘેર એનાં માતપિતા નથી. હવે એણે વસંતને બોલાવીને ઘરમાં રાખી છે. માત્ર વસંત અને એક નોકર ઘરમાં રહે છે. આમાંથી નોકર નીચે કામ કરે છે. તું વસંતને લઇને એના ઓરડામાં જજે. ત્યાં નાની કાળા રંગની ચિત્રામણવાળી જાપાનીઝ ઇસ્કોતરી પડી છે. એને ખોલીને તારા ડાબા હાથનું ખાનું ખોલી એમાંથી કાગળો લઇને ચાલી આવજે. એ ખાનાની વાત પણ વસંતે મને કહી છે. માત્ર છ કાગળ છે તે જ લઈ લેજે. કામ તદ્દન સહેલું છે. અને પરમાત્માની કૃપાથી જલદીથી પતી જશે. બહેન ! મારો જીવ ઊગરશે. છેલભાઈ દુકાને જાય છે."

"મને ચાવી આપ. હું વચન નથી આપતી, પરંતુ વિચારી જોઇશ ને અનુકૂળતા મળશે તો હું મારાથી બનતું બધું જ કરીશ તેની ખાતરી રાખજે."

"બહેન ! મને હવે નિરાંત થઇ. તેં મને જીવતદાન આપ્યું છે. મને આશાનો ઉદય થયો છે. તું ચિંતા ન કર. પરમાત્મા સૌ સારું કરશે. હું હવે રજા લઇશ. ઘણો વખત થઈ ગયો."

મેના પોતાને ઘેર આવી. એ ખૂબ વિચારમાં પડી ગઈ. એણે

આ કામ સંબંધી વિચાર કરી જોયો. એને કામમાં ઘણું જોખમ લાગ્યું. પારકે ઘેર જઈ એના ઓરડામાંની પેટી ખોલવી એ કાંઈ ઓછી હિંમતનું કામ નહોતું. પણ તે અસાધારણ હિંમતવાળી બાળા હતી. એનો પિતા રામલાલ પોલીસમાં ડેપ્યુટી સુપ્રિન્ટેન્ડન્ટ હતો. રામલાલની હિંમત, બહારવટિયાઓની સામે થવાની છાતી અને બહાદુરી બતાવવાના પ્રસંગો હજી પણ પોલીસની નોંધમાં હતા. એને બે વખત સોનાના પોલીસ ચાંદ મળ્યા હતા. એ પંકાયેલો અધિકારી હતો. એને હથિયારોનો ઉપયોગ પણ સરસ આવડતો હતો. નાની મેના અને મદનલાલની માતા યુવાવસ્થામાં મરણ પામી હતી. આથી બંને બાળકો રામલાલ સાથે જ રહેતાં હતાં. ઘણી વખત પિતા સરકયુટ ઉપર સરકારી કામની મુસાફરીએ નીકળતા ત્યારે બાળકો પણ સાથે જ જતાં હતાં. બહાદુર પિતા બાળકોને બહાદુરીની વાતો સંભળાવતો. એક શૂરા સિપાઇનાં બાળકોને જે રીતે ઉછેરાય, તે રીતે પોતાનાં બાળકોને તે તાલીમ આપતો હતો. કેમ્પજીવનના ભયો, રખડપટ્ટી, હાડમારીઓ અને સહનશક્તિ આ સર્વે આ બાળકોએ કેળવ્યાં હતાં. નાની મેનાને હથિયારોનો ઉપયોગ પણ થોડોઘણો આવડતો હતો.

રામલાલે બીજો વિવાહ કર્યો નહિ. મેનાને એણે મેટ્રિક સુધી ભણાવી. મદનલાલને ભણવા માટે એણે લંડન મોકલ્યો. મદનલાલ ઓક્સફર્ડ યુનિવર્સિટીમાં ગ્રેજ્યુએટ થયો. પછી એણે ડોકટરી લાઈન લીધી. તે ઊંચી પરીક્ષામાં પસાર થયો. લંડનમાં એક સાદી, સુશીલ અને ભદ્ર કુળની યુવતી સાથે પ્રેમમાં પડ્યો. ત્યાં વિવાહ કરી વિલાયતના એક ગામડામાં પ્રેકિટસ કરતો હતો. એને હિંદ આવવું ગમતું નહોતું. એ દરમ્યાનમાં જ પિતા એક બહારવટિયા સાથેની ઝપાઝપીમાં ઘાયલ થયા. છ મહિને હોસ્પિટલમાં એમણે આ નશ્વર દેહ છોડ્યો. મદનલાલ હિંદ આવ્યો જ નહિ.

મેનાનો રામલાલે વિવાહ કર્યો હતો. સુમનલાલ મિલમાલેક હતા. એમના ત્રીજા પુત્ર રમણ સાથે મેનાના વિવાહ થયા હતા. રમણલાલ મેટ્રિક પાસ થયો હતો. તે હવે પિતાની મિલમાં કામ શીખતો

હતો. સ્વભાવે શાંત અને સાધારણ વિચારવાન હતો. બહુ બુદ્ધિમાન પણ નહિ, તેમ બુદ્ધિ વગરનો પણ નહોતો. શરીરે ભરેલો પણ સહેજ ટૂંકા દેખાવનો હતો. એના હૃદયમાં હેત હતું. પોતાના કુંટુંબીજનો પ્રત્યે સદ્‌ભાવ હતો. પત્ની પ્રત્યે પ્રેમ હતો. માતાપિતાનો આજ્ઞાપાલક પુત્ર હતો. પત્નીમાં જે દઢતા અને ધૈર્ય હતાં તેટલાં પતિમાં નહોતાં. પરંતુ સાધારણ પુરુષોથી સહેજ ચડે એવા ગુણો એ ધરાવતો હતો. આધુનિક યુવક હોવા છતાં, ધનવાન છતાં એનામાં એક જ વ્યસન હતું. એ માત્ર સિગારેટ પીવાનો શોખીન હતો. એની ચામડીનો રંગ ગૌર અને ચળકતો હતો. રમણલાલને વર્તમાનપત્રો વાંચવાનો શોખ હતો. શારીરિક કસરતો અથવા રમતગમતો એને પણ બહુ પસંદ નહોતી. ક્યારેક સિનેમા જોતો. પરંતુ દરરોજ ચારપાંચ માઈલ સાયકલ ઉપર ફરી આવવાનો શોખ એને નાનપણથી જ હતો. એની તંદુરસ્તી સામાન્ય પ્રકારની હતી.

મેના શક્તિશાળી બાળા હતી. તે હિંમતવાન, દઢનિશ્ચયી, તીવ્રબુદ્ધિવાળી અને કામ પાછળ એકાગ્રતાના ગુણ ધરાવતી હતી. એ શરીરે સીધા સોટા જેવી—નહિ પાતળી ને નહિ જાડી એવી હતી. એની ચામડી સહેજ શ્યામ વર્ણની હતી. પરંતુ આંખો ભવ્ય અને આકર્ષક હતી. મોઢા ઉપર સખ્તાઈ અને હૃદય દયાળુ હતું. મેના મેટ્રિક થઈ હતી. એને વાચનનો ભારે શોખ હતો. રાત્રે પુસ્તક વગર એને ઊંઘ આવતી નહિ. એના વાચનના વિષયો ગુજરાતી અને અંગ્રેજી પુસ્તકોમાં જીવનચરિત્રો, આરોગ્ય, ઇતિહાસ વગેરેનાં હતાં. ક્યારેક સારી નવલકથાઓ પણ ગમતી હતી. ભર્યાભાદર ઘરમાં નાની વહુને સમય મળે નહિ. પરંતુ ગમે તેમ સમય મેળવીને એ વાંચી લેતી હતી. એનો બીજો શોખ વ્યાયામનો હતો. મોટા કુટુંબમાં ઘરકામને ખુશીથી સ્વીકારી લઈ એ એનો વ્યાયામનો શોખ પૂરો પાડતી હતી.

# ૨ : મેનાના સસરા

"તું સુમન શેઠના દીકરાની વહુ મેના છે? આ ઘરમાં તું શા માટે આવી છે?"

"મારી સખીના કાગળો લેવા આવી છું."

"હું સમજ્યો, મારી પેટીમાંથી ચોરી કરવા આવી છે, કેમ?

"ના, એક અન્યાય કરનારના હાથમાંથી ન્યાયનો માર્ગ લેવાય તે માટે આવી છું."

"રાધાના કાગળો આ પેટીમાંથી કાઢી લીધા, ખરું ને?"

"જેના હતા તેને મળશે. તેને માટે જ લીધા છે."

"પણ તું આબાદ સપડાઇ છે!"

"કેવી રીતે સપડાઈ છું?"

"આ ઓરડાનાં બારણાં મેં બંધ કર્યાં છે. તું ક્યાંથી જઇ શકીશ? તું મારા કબજામાં આવી છે."

"ખાંડ ખાઓ છો છેલભાઇ; મારી નજીક તો આવો, તમારાં અંગે અંગ હળવાં બનાવી દઇશ. તમે મને ઓળખો છો?"

"એમ છે કે વારુ? એનો પણ ઉપાય છે. પણ અહીંથી આબરૂભેર છટકી શકીશ નહિ. માત્ર એક જ ઉપાય છે. મને તાબે થઇ જા. તારી જાતને મારા કબજામાં સોંપી દે. નહિ તો મારા જેવો કોઇ ખરાબ નથી."

"મેના હસી પડી. અરે વાહ રે તમારી ભૂંડાઇ" તે બારણું ખોલવા ગઇ.

"તારે સ્વાદ ચાખવો હોય તો મારી ના નથી. હું જાણું છું કે તું સહેજે માનવાની નથી. મારી એક વાત સાંભળ."

"શું છે? જલદી કરો."

"હું તને અહીં કેદ રાખી શકીશ. મારો નોકર મારા એક ઇશારાથી જ તારા સસરા અને જ્ઞાતિના આબરૂદારોને તેડી અહીં ઊભા કરશે. તું એક જ ઓરડામાં મારી સાથે એકાંતમાં મળશે તો તારી શી આબરૂ વધશે? વિચાર કરી જો. મને છંછેડવામાં સાર છે કે પ્રસન્ન કરવામાં? આ ઓરડાના દરવાજા એક યુક્તિથી બંધ થાય છે. અજાણ્યાથી એ ખોલી શકાતા નથી. જો ખોલી જો."

મેનાએ મજબૂત દરવાજા ખોલવા પ્રયત્ન કર્યો. પરંતુ સફળતા મળી નહિ.

"તારે માટે મારી મહેરબાની મેળવવા વગર અને મને ખુશી કર્યા વગર બીજો કોઇ ઉપાય નથી. મારો પ્રેમ કેટલો કીંમતી છે તે તને પાછળથી જણાશે. એ જેટલો આનંદદાયક છે તેટલો જ મનકામના પૂર્ણ કરનારો છે."

મેના મનમાં મૂંઝાઈ. તેણે આસપાસ નજર કરી. છેલભાઇની ચાંદીની મૂઠવાળી લાકડી એના જોવામાં આવી. એણે જલદી ઉપાડીને છેલભાઇને મારવા ઉગામી. પરંતુ છેલભાઈ કૂદકો મારીને બીજા ઓરડામાં દોડી ગયો અને બારણાં બંધ કરી દીધાં.

મેના બરાબર મૂંઝાઇ હતી. આમાંથી આબરૂભેર બહાર કેમ નીકળવું તે એને વિચાર થઈ પડ્યો. રાધાનાં કાગળિયાં લેવા એ આવી હતી. વસંતને એણે ખૂબ પ્રસન્ન કરીને પોતાને અનુકૂળ બનાવી લીધી. વસંતને લઇને એ એની સાથે છેલભાઇના ઓરડામાં ગઈ હતી. વસંત નીચે ચાહ બનાવવા ગઈ.

મેનાને જોઇતી તક મળી ગઈ. પોતાની પાસેની ચાવીથી એણે પેટી ખોલી દીધી. અંદરથી કાગળો શોધી કાઢયા. પોતાના ખીસામાં એ કાગળો સેરવી દીધા. પેટી બંધ કરીને પાછી વળી પોતાને સ્થાને બેસવા જાય છે, ત્યાં તો એણે છેલભાઇને સામે ઊભેલો જોયો.

છેલભાઇએ ધીમેથી બહાર નીકળવાનું બારણું બંધ કર્યું. ત્યાર પછી મેના સાથેની તેની વાતચીત ઉપર આપેલી છે.

મેના પોતાના ઉપરનો ભય સમજી. એણે બારીનાં બારણાં ખોલી રસ્તા ઉપર જોયું. મોટો રાહદારીનો રસ્તો હતો. બારીઓમાં મજબૂત લોઢાના સળિયા લગાડ્યા હતા. ત્યાંથી પણ બહાર નીકળવાનો માર્ગ નહોતો. બધા દરવાજા પાકા સાગના મજબૂત હતા. ક્યાંયથી પણ બહાર નીકળી શકાય તેમ નહોતું. મેનાએ બહુ બારીકાઇથી નીકળી જવાનો વિચાર કર્યો, પણ ક્યાંયે એને રસ્તો મળ્યો નહિ. બહાર રસ્તા ઉપર પસાર થનાર અજાણ્યા માણસોને બોલાવવાથી કંઈ અર્થ સરે તેમ નહોતો. તે ચૂપચાપ બેસી ગઈ. જોડેના ઓરડામાં છેલભાઈના ટેલિફોનની ટનટનાટ કરતી ઘંટડી વાગ્યા કરતી હતી.

થોડા સમયમાં મેનાએ રસ્તા ઉપર થોડા માણસોને આવતા જોયા. એણે પોતાનાં સાસરિયાંના માણસો જોયાં. નીચે માણસોનું ટોળું ભેગું થઈ ગયું. છેલભાઈનો માણસ પંદરવીસ જણાઓને ઉપર તેડી આવ્યો. તરત જ છેલભાઈએ ઓચિંતા પોતાના ઓરડાનું બારણું ખોલી મેનાના ઓરડામાં આવીને બારણું ઉઘાડી નાખ્યું. મેના એક બાજુ ઊભી હતી, છેલભાઈ સામે ઊભો હતો. આ દૃશ્ય આવનારાઓએ જોયું. ત્યાં જ બોલાબોલી અને ગાળાગાળી થઈ પડી. પરંતુ છેલભાઇનાં ઘણા માણસો હોવાથી મારામારી થઇ નહિ. મેના લાગ મળતાં છટકીને સાસરે ચાલી ગઈ.

મેનાના સસરા સુમનલાલ મિલમાલેક હતા. આબરૂદાર ગૃહસ્થ હતા. જ્ઞાતિની શેઠાઈ પેઢીદરપેઢી ઊતરી આવી હતી. એમને પોતાની કુલીનતા અને મોટા ઘર માટે અભિમાન હતું. જ્ઞાતિમાં એમના વિચારો જૂના જમાનાના ગણાતા હતા. સુમનલાલ અંગ્રેજી થોડું ભણેલા હતા. પરંતુ પોતાના કામધંધામાં ભારે ખંતીલા અને ઉદ્યોગી પુરુષ હતા. મિલ પણ એમણે જાતે જ બંધાવી તૈયાર કરી હતી. પોતાના ધંધામાં ખૂબ મશગૂલ હતા. ધર્મે ચુસ્ત વૈષ્ણવ અને જૂના આચારવિચારના અનુયાયી હતા. વિધવાવિવાહ, સ્પર્શાસ્પર્શ વગેરે સંબંધી એમના વિચારો સનાતની ગણાતા હતા. એમને

જરા ધર્મનો ઘમંડ પણ હતો. કંઈક ઉતાવળા પણ ગણાતા હતા. પાકા સનાતની આચારવિચાર માટે એમનો કીર્તિધ્વજ ફરકતો હતો.

એમનાં પત્ની આનંદીબાઈ શાંત, સુશીલ, વ્યવહારદક્ષ પણ કંઈક ધર્મઘેલાં હતાં. આનંદીબાઈની બુદ્ધિ તીવ્ર હતી. પરંતુ તેના ઉપર ધાર્મિકતાનું ઘાટું પડ હતું. આથી ક્યારેક સંસ્કારોને આ ધાર્મિકતા જડ પણ બનાવી દેવી હતી. આખી જ્ઞાતિમાં આનંદીબાઈ વ્યવહારમાં બહુ જ પ્રવીણ ગણાતાં હતાં. વ્યવહારની બાબતમાં કોઈ સલાહ પૂછવા આવે તો આગળનાં અનેક દૃષ્ટાંતો આપી એ પ્રશ્નની ઝીણવટથી છણાવટ કરતાં હતાં. જ્ઞાતિમાં એમના જ્ઞાન માટે વડીલ સ્ત્રીવર્ગમાં ખૂબ આદર હતો. એક તેમની શાસ્ત્રી–પુરાણીના જેટલી પ્રતિષ્ઠા હતી. ગમે એવો વ્યવહારપક્ષનો ગૂંચવાડો આનંદીબાઈની સૂક્ષ્મ બુદ્ધિ ઉકેલી દેતી હતી. હવેલીપંથના બધા વ્યવહારો એ અતિ સૂક્ષ્મતાથી જાણતાં હતાં. શ્રીઠાકોરજીની નિતનિત પૂજાની વિધિઓ પણ એમની આંગળીને ટેરવે હતી. ઉત્સવો, પર્વો અને વૈષ્ણવ સંપ્રદાયનાં વ્રતો સંબંધી પણ એઓ બારીક જ્ઞાન ધરાવતાં હતાં. પોતાના ત્રણ પુત્રોના મોટા કુટુંબને બહુ જ સમજણ અને ચતુરાઈથી રાખી આદર્શ કુટુંબ તરીકે ઓળખાવતાં હતાં. તેઓ ખરેખર ભલાં હતાં.

સુમનલાલનો મોટો પુત્ર માધુભાઈ મેટ્રિક થયો હતો. જગતમાં જેને ડાહ્યો કહી શકાય તેવી જાતનું એનું ઘડતર હતું. ઘણે ગળણે ગાળીને પાણી પીવું તેમ આગળપાછળના સંયોગો વિચારીને વાત કરવી, એ એનો ખાસ ગુણ હતો. એ કદી પણ ઉતાવળ કરતો નહિ. શાંતિથી વિચારીને બોલતો હતો. બે શબ્દ બોલવાને ઠેકાણે એક શબ્દ બોલી ઓછાબોલા તરીકે એણે નામના મેળવી હતી. પિતાની મિલનો એ મેનેજર હતો. ધંધામાં મશગૂલ હતો. એની પત્ની લલિતા ત્રણ દીકરાની માતા હતી. ઉતાવળી, ક્રોધી અને જરા-વારમાં આકળી થઈ જતી. પાછી શાંત થતાં પણ વાર લાગતી નહિ. દિલની ભોળી અને ભલી હતી. પરંતુ પહેલે ઝાડાકે હમેશાં કર્કશ અને કઠોર વચન કાઢતી હતી. છંછેડાય તો નાગણ બનતી. સમજાવીપટાવી સાસુ એની ચાવી પોતાના હાથમાં રાખતાં હતાં.

બીજો પુત્ર ધનવંત એંજિનિયરની સેકન્ડ ક્લાસની પરીક્ષા પાસ કરી આવ્યો હતો. પોતાની મિલમાં એંજિનિયર હતો. પોતાની મિલ, સાંજે સિનેમા અને રાત્રે ક્લબ એ એનાં ત્રણ તીર્થસ્થળો હતાં. એને નાતજાતનો ભેદ નહોતો. એટલે કુટુંબના આચારોનો ધનવંત મોટો ઘાતક હતો. બાપાજી તો એને બહુ જ થોડું બોલાવતા હતા. ક્યારેક કોઈ સ્પર્શાસ્પર્શના દોષ માટે કુલમાં અંગત એવાં વિશેષણોનો પિતા મારફતે એને સરપાવ પણ મળતો હતો. સંસારમાં એ ઝાઝું માથું મારતો નહિ. એની સ્ત્રી માલતી જેને 'મીંઢી' કહેવાય છે તેવા સ્વભાવની સ્ત્રી હતી. તે પોતાનું કામ કાઢી લેવામાં ચાલાક હતી. સ્વાર્થ માટે ચતુરાઈભરેલી લુચ્ચાઈ એને આવડતી હતી. પોતે નિર્દોષ રહીને લલિતા ઉપર બરાબર સર્વે અપયશનો ટોપલો ઢોળી દેતાં એને આવડતો હતો. સાસુને વહાલી થવા માટે ચાડીચૂગલીનો ઉગયોગ પણ કરતી હતી. સાસુ બધાની કિંમત સમજતી હતી. સંસારના નાવને ચલાવવા જેવો જોઈએ તેવો તે સૌનો ઉપયોગ કરતી હતી.

ઘરમાં નાનાં નાનાં બાળબચ્ચાં પુષ્કળ હતાં. એમને માટે બે ગાડીઓ પણ હતી. સ્કૂલે મૂકવા, ફરવા તેડી જવા, દર્શને જવા વગેરે કામો માટે ગાડીઓ વપરાવતી હતી. શહેરમાં કુટુંબ માટે રહેવાનું ઘર બહુ સગવડભરેલું હતું. વૈષ્ણવ કુટુંબ હતું, છતાં સ્વચ્છતા અને આરોગ્યની દૃષ્ટિ બરાબર સચવાતી નહિ. ઘરમાં ફર્નિચર—રાચરચીલું પણ કીમતી હતું. છતાં તે બરાબર સ્વચ્છ રખાતું નહિ. રસોઇયો અને બે નોકરો હતા. ગાડીવાળો અને એક દાસી પણ હતાં. પરંતુ ઘરના સંસ્કારો જૂના ધોરણ ઉપર હતા. આધુનિકતા પહેરવેશ અને દેખાવમાં કેટલેક દરજ્જે આવી હતી. પરંતુ વડીલો જૂને ચીલે ચાલતા હોવાથી દેખાવ મોટો છતાં સંસ્કારિતા ઓછી હતી. સાહિત્ય, સંગીત, લલિત કળાઓનું વાતાવરણ નહોતું. વિદ્યાની રસિકતા ત્યાં નહોતી. વચેટ વહુ હારમોનિયમ જાણતી પરંતુ તે ફિલ્મી સંગીત પૂરતું હતું.

આ ઘરમાં સ્ત્રીઓનો દરજ્જો પુરુષ કરતાં નીચો હતો. સ્ત્રીઓનો પોતાનાં બાળબચ્ચાંઓના ઉછેરમાં, ગૃહકાર્યમાં અને દર્શન

તથા સામાજિક કાર્યોમાં સમય જતો હતો. સ્ત્રીમંડળમાં ભાગ લેવાનો કે કોઈ સંસ્કૃતિની હિલચાલમાં ભાગ લેવાના પ્રસંગોનો ક્યારેય પણ લાભ લેવાતો નહિ. સ્ત્રીઓ એ માર્ગે જાય એવી વડીલ-ની ઇચ્છા નહોતી. યુવકો આધુનિકતામાં બહાર મહાલતા છતાં પણ પોતાની સ્ત્રીઓ માટે એ દ્વારો ખોલવાની હિંમત એમનામાં નહોતી. સ્ત્રીઓ બાળકો ઉત્પન્ન કરનારાં યંત્રો હતી. પોતાના ઘરની અંદર ગોંધાઈ રહેતી હતી. માત્ર દેવદર્શને કે સામાજિક કાર્યો માટે બહાર જઈ શકતી હતી. ઘરમાં સર્વે યુવતીઓ ભણેલી હતી. પરંતુ પુસ્ત-કોની દુનિયા આ ઘરમાં નહોતી એટલે બધું કટાઈ જતું હતું.

આવા ઘરમાં છેલ્લા પંદર માસ થયાં મેના પરણીને આવી હતી. એ સ્વતંત્ર વાતાવરણમાંથી આવી હતી. એના પિતાએ એને સારી મર્યાદિત સ્વતંત્રતા આપી હતી. એનું પરણ્યા પહેલાંનું જીવન સ્વતંત્ર હતું. સખીઓ હતી, સંગીત હતું, વાચન હતું, સ્ત્રીમંડળોમાં અગ્રગણ્ય ભાગ લેવો, સ્ત્રી–માસિકોમાં લેખો મોકલવા, ક્યારેક ભાષણો આપવાં, નિબંધોની હરીફાઈમાં ઊતરવું, ક્યારેક સ્કૂલનાં નાટકોમાં ઊતરવું, ક્યારેક મેળાવડાઓનો પ્રબંધ કરવો, યુવતી સ્વયં સેવિકા તરીકે કામ કરવું—આવાં આવાં કામોમાં સોળ વરસની ઉંમર પસાર થઈ હતી. સત્તરમા વર્ષે એણે જુદા જ વાતાવરણમાં પ્રવેશ કર્યો. મેના ઉદ્યોગશીલ હતી. એના સ્વભાવને પ્રવૃત્તિ જોઇતી હતી. સસરાના ઘરમાં આવ્યા પછી બાળકોનાં કપડાં સીવવાં, બાળકોને શિક્ષણમાં સહકાર આપવો, સાસુજીને ઠાકોરસેવાના પદાર્થો તૈયાર કરી આપવા, બાળકો માટે ગંજીફ્રાક ગૂંથવાં, સૌ વહુઓને માટે ફેશનેબલ કોરો ભરી આપવી, તુલસીના છોડોનાં કૂંડાં ઊછેરવાં, ઘરને સ્વચ્છ રાખવાની દેખરેખ રાખવી, એવાં એવાં અનેક કામો એ પોતાના હૈયાઉકેલથી કરતી હતી. વડીલને માટે એણે એક ઊનનું ગંજીફ્રાક ગૂંથી આપ્યું હતું. સાસુજી માટે સુંદર ગરમ પોલકું બનાવી આપ્યું હતું. બાળકોને નવરાવવાં, કપડાં પહેરાવવાં, એમની ચીજો સંભાળી રાખવી, એ કામો પણ નાની કાકીનાં હતાં. મેનાએ પોતાને અનેક નાનાં નાનાં કામોમાં ખૂબ ઉપયોગી બનાવી દીધી હતી.

સુમનલાલનું ઘર ધનવાન, પ્રતિષ્ઠાવાન અને સજ્જન ગણાતું હતું. સુમનલાલ મહાજનમાં સારી પ્રતિષ્ઠા ધરાવતા હતા. હાથના પણ ઉદાર હતા. દરેક ધાર્મિક પ્રવૃત્તિમાં સારી રીતે પૈસા આપતા હતા. એમના રાજ્યદ્વારી વિચારો ઉદારમતવાદી હતા. ઉદારમતવાદી મંડળમાં પૈસા પણ આપતા હતા. કોંગ્રેસ તરફ ભાવ નહોતો તેમ અભાવ પણ નહોતો. મહાત્માજી તરફ દેખીતી અવગણના બતાવતા નહિ. પરંતુ ધાર્મિક વિચારો સંબંધી એમનો ઉઘાડો વિરોધ હતો. તેમાં પણ હરિજનોને મહાત્માજીએ જે માથે ચડાવ્યા છે તે માટે તેમને બહુ લાગી આવતું હતું. માધુભાઈ પોતાના વોર્ડ તરફથી મ્યુનિસિપાલિટીમાં સભ્ય તરીકે ઊભા રહ્યા હતા. તેઓ ચૂંટાઈ પણ ગયા હતા. આ વરસ મિલો માટે તેજીનું હતું. સુમનલાલ સારું કમાયા હતા. એમને હવે બીજી મિલ બનાવવાની લેહ લાગી હતી. પરંતુ માધુભાઈ આ સમય અનુકૂળ ગણતા નહોતા. એમની સલાહ હતી કે તેજીના સમયમાં મિલ લેવી નહિ. પણ જ્યારે ખૂબ મંદી પ્રવર્તતી હોય ત્યારે જ મિલ ખરીદ કરવી. માધુભાઈ વડીલને સમજાવી લેતા હતા.

માધુભાઇને પણ પોતાની મિલનો વહીવટ ચલાવવાનો ચિંતાજનક પ્રશ્ન હતો. મજૂરોનો પ્રશ્ન ભારે કઠિન અને સમસ્યાઓથી ભરેલો હતો. સુમનલાલ મજૂરોને મહેનતાણા સિવાય બીજી કોઈ પણ સગવડ આપવા રાજી નહોતા. મજૂરોને ભથ્થાં કે સારી ચાલોની સગવડ આપવા રાજી નહોતા. માધુભાઈ પણ ઉદાર વિચારના નહોતા એમ છતાં બહારનું વાતાવરણ સમજી શકતા હતા. સમયને ઓળખીને તેઓ 'વા તેવી પીઠ' દેતા હતા.

## ૩ : ત્યક્તા

કુટુંબની સભા મળી હતી. વડીલ, માતુશ્રી અને માધુભાઇ એમ ત્રણ સભાસદો પરસ્પર વિચાર ચલાવતા હતા. આ કુટુંબની હીણપતનો ભયંકર બોમ્બગોળો એમના સંસારમાં ગબડીને ફાટ્યો હતો. આથી એમની પ્રતિષ્ઠા અને સન્માન ધવાયાં હતાં. નાતજાતમાં જે ઊંચી આબરૂ હતી, તે ભોંયભેગી થઇ ગઇ હતી. આખી જ્ઞાતિમાં, ઓળખીતાઓમાં, અરે, આખા શહેરની જનતામાં એક જ વાત થતી હતી. લોકોને આ સનાતની કુંટુંબની વાત રસમય રીતે ચર્ચતાં આનંદ આવતો હતો. આનંદીબાઈ આજે દર્શને પણ ગયાં નહોતાં. બહાર નીકળાય તેમ હતું જ નહિ. કાનમાંથી કીડા ખરે તેવી વાતો ચાલતી હતી.

"મારે એ વહુ ન જોઇએ," સુમનલાલે મંગળાચરણ કર્યું.

"બાપા, તમે ધીરજ તો રાખો. આપણે વિચાર કરીએ તેમાં શું ખોટું છે?" માધુભાઈએ કહ્યું.

"એમાં વિચાર શું કરવાનો છે? નજરોનજર આબરૂ ઉપર ઘા થયેલો જોયો."

"તમે જરા ધીરજ તો રાખો. આપણે વાતચીત તો કરીએ," આનંદીબાઇએ કહ્યું.

"બા, દેખાવ તો ખરાબ હતો. હવે આપણે વહુને પૂછી જરા ઊંડા ઊતરીએ તો કેમ?"

"હા માધુ, બોલાવીએ તેમાં કાંઈજ ખોટું નથી. પરંતુ તારા

બાપાને તસ્દી આપવી નહિ. એમનો સ્વભાવ આખાબોલો છે. એટલે તડ ને ફડ કરી નાખશે.”

“બાપા, અમને વહુને બોલાવવાની પરવાનગી આપશો? અમે તમારી સંમતિ વગર કોઈ પણ જાતનું પગલું નહિ ભરીએ. પાકી તપાસ કરવાની જરૂર તો તમને પણ લાગતી હશે જ.”

“જેમ તમારી મરજી, પણ એ વહુ હવે આપણા ઘરને યોગ્ય રહી નથી.”

બાપા પોતાની બેઠકમાં ચાલ્યા ગયા. સાસુએ મેનાને બોલાવી. આ ઘરમાં લાજ કાઢવાનો રિવાજ નહોતો. વહુ માથું નીચું રાખીને સાસુની પાસે બેઠી.

“વહુ! જો તારી માતા નથી. હું જ તારી માતા છું. કાંઈ છુપાવતી નહિ. જે બન્યું હોય તે સાચેસાચું કહી દે. માધુ, તું ચાલ્યો જા. બોલાવું ત્યારે આવજે.”

માધુભાઈ ચાલ્યા ગયા.

“બોલ, વહુ! હવે જે કંઈ તારે કહેવું હોય તે કહેજે. હું સાંભળવા તૈયાર છું. તું શા માટે એવા ખરાબ માણસને ઘેર ગઈ હતી?”

“માતુશ્રી! કેટલીક વખત કેટલાક સંયોગો માણસને અજાણ્યે ઠેકાણે અને અયોગ્ય સ્થળે પણ મોકલે છે. મને પણ સંયોગોએ ત્યાં મોકલી હતી.”

“એ સંયોગો શું હતા?” મીઠાશથી સાસુએ પૂછ્યું.

“એ સંયોગો મારે માટે નહોતા, કોઈના ઉપર ઉપકાર કરવા માટેના હતા. પરંતુ એ વાત બીજાની ખાનગી હોવાથી હું ખુલ્લી કરી શકતી નથી.”

“પણ મને એકલીને કહેતાં તને વાંધો હોય જ નહિ. તું જાણે છે કે હું છલકાઈ જઈશ નહિ.”

“એની મને પાકી ખાતરી છે. પણ હું તે કદી પણ કહી શકીશ

નહિ. એ વિષયમાં મારું મન દૃઢ છે. મારે ત્યાં જવાની ફરજ પડી. એ દુષ્ટે એનો અયોગ્ય લાભ લેવાની તક શોધી. હું એની સામે થઈ. એ મને પૂરીને બીજા જોડેના ઓરડામાં ચાલ્યો ગયો. એણે ટેલિફોનથી પોતાના માણસોને કહી સસરાજી અને બીજાઓને ત્યાં આ ભવાડો જોવા બોલાવી મંગાવ્યા. મને ત્યાંથી નાસી છૂટવાનો કોઈ ઉપાય મળ્યો નહિ, એટલે હું ત્યાં પુરાઇ રહી હતી. પરંતુ હું કોઈ રીતે તેની ઇચ્છાને તાબે થાઉં તેમ નહોતું."

"પણ વહુ, જગત તો સાબિતી માગશે ને ?"

"મારી પાસે સાબિતી નથી. મારા વચન ઉપર જો વિશ્વાસ હોય તો સાબિતીની જરૂર પણ નથી. છતાં બીજી સાબિતી હું શી આપી શકું ?"

"મારી પાસે બધી વાત ખુલ્લા દિલથી કહે તો કોઇ રસ્તો પણ નીકળે. પહેલાં તું એ ઘેર શા માટે ગઈ હતી, તે પણ ચોખ્ખું કરતી નથી. એટલે મારા મનનું સમાધાન થાય તો જ હું સર્વેનું સમાધાન કરી શકું. આ તો બારીક અને જીવનની મોટામાં મોટી તક છે. એને જતી કરવામાં ડહાપણ નથી."

"હું પણ સમજી શકું છું. પરંતુ બીજા પણ આ વાતમાં સંડોવાય છે. તેમની ગુપ્ત વાતો હું કોઇ રીતે પ્રગટ કરી શકું નહિ. એટલે મને ક્ષમા કરો."

"મારે ક્યાં ક્ષમા કરવાનો સવાલ છે ? આ તો કુટુંબની આબરૂનો સવાલ છે. એમાં સ્પષ્ટતા અને શુદ્ધ હૃદય જોઈએ."

"માતુશ્રી ! આ સિવાય મારે કંઈ ઉમેરવાનું નથી. હું કંઈ વધારે કહી શકું તેમ નથી."

"અમારે માથે મોટું ધર્મસંકટ આવી પડયું છે. વહુ જેવી વહુ ઉપર અપવાદ આવ્યો છે. તે અપવાદ દૂર કરવામાં તું અમને મદદ આપતી નથી."

"લોકોના અપવાદને કારણ છે. છતાં મારી પોતાની ખાતરી જો મંજૂર થતી હોય તો હું નિરપરાધી છું. પરંતુ તે મંજૂર ન

થાય તો મંજૂર કરાવવા જેટલું દબાણુ પણુ હું કરતી નથી. મને લોકાપવાદનો ડર નથી, ભવિષ્યનો પણુ ડર નથી. મારા હૃદયનો ડર છે. પરંતુ આ સમયે તો હું મારા અંતઃકરણુ પાસે નિર્દોષ છું. એટલે જે કાંઈ પરિણુામ આવે તે ભોગવી લેવા માટે તૈયાર છું."

"આમ નહિ ચાલે, તારે અમને કંઇક મદદ કરવી પડશે."

"શી મદદ આપ માગો છો?"

"બધી વાત મને એકલીને કહી દે."

"પારકી વાત હું તમને કદાચ કહું તો પણુ તમારે સસરાજી અને જેઠજીને કહેવી જ પડશે. એક કાનથી બીજે કાને જાય તો ક્યારે ય પણુ ખાનગી રહી શક્યું છે? હું કોઈના કારણુસર એ ઘેર ગઈ હતી. કારણુ પણુ પૂરું થયું. પરંતુ એ દુષ્ટે તાગડો રચી મારી પ્રતિષ્ઠાને જોખમમાં નાખી. કોઈની ગુપ્ત વાત છુપાવ્યા સિવાય બીજી બધી હકીકત કહેવામાં મને વાંધો નથી. શા માટે ગઈ હતી, તે હું કહેવા માગતી નથી."

"મૂળ જ ન બતાવે અને શાખાઓ બતાવે તેમાં શો ફાયદો? સાંકળનો મુખ્ય અંકોડો તો ખૂટે છે."

"માતુશ્રી, હવે આ વાતમાં માલ નથી. જો ઘરની વહુના વચન ઉપર વિશ્વાસ હોય તો તમે તેવો નિર્ણુય કરી શકો છો. નહિ તો ગમે તેવો નિર્ણુય કરી શકો છો. મારું હૃદય શુદ્ધ છે એટલે પરમાત્મા મને જાતે માર્ગદર્શક થશે. મને કોઈ વાતનો અંદેશો નથી."

માતુશ્રીએ માધુભાઈ ને બોલાવ્યા. વહુની બધી વાત કહી. વહુ ત્યાં શા માટે ગઈ હતી, તેનું સાચું કારણુ તે ખુલ્લું કરતી નથી. ગોળ ગોળ વાતો કરે છે એમ બધી વાત કરી.

"જુઓ બેટા, તમારી સાથે બોલવાની ટેવ નથી. પરંતુ આવા ધર્મસંકટ સમયે હું તમને નાની બહેન ગણીને વિનંતી કરું છું. અમારા હાથ મજબૂત કરો. જગત પાસે છાતી કાઢી ચાલવાની તક અમને આપો. કુટુંબની પ્રતિષ્ઠામાં તમારો પણુ ભાગ છે. આ ભાગને તમે સાર્થક કરો, એવી મારી ઇચ્છા છે."

"વડીલશ્રી ! તમારા સ્નેહને હું જાણું છું. પરંતુ પારકી પ્રતિષ્ઠા, સત્ય અને વચનથી હું બંધાયેલી છું. એટલે મારી પ્રતિષ્ઠાને ભોગે પણ હું વિશેષ ખુલાસો આપી શકતી નથી."

સંસારમાં પ્રવેશ કરતી એક યુવતીની પ્રતિષ્ઠાનો પ્રશ્ન એ એને મન કેવો ગંભીર હોઈ શકે તે હું સમજી શકું છું. પરંતુ તે સર્વેનો વિચાર કર્યા પછી પણ તું કોઈ રીતે આ વિષય ઉપર વધારે અજવાળું નાખી શકવા સ્વતંત્ર નથી.''

હવે વધારે પૂછપરછ કરવી નિરર્થક સમજીને વહુને જવાની રજા આપી.

બપોરના નિદ્રા લઇ વડીલ ઊઠ્યા એટલે ફરી કુટુંબની ધારાસભા મળી. સર્વે વાત ત્યાં ફરીથી ચર્ચાઇ. વડીલનો મત વહુને કાઢી મૂકવાનો થયો. માધુભાઇનો મત થોડો સમય હજી રાહ જોવાનો હતો. આનંદીમાનો મત વહુને પોતાની સાથે ચાર માસ તીર્થયાત્રા કરવા મોકલવાનો થયો. સૌના મતો જુદાજુદા થયા.

"એ વહુ આપણા ઘરને યોગ્ય નથી. એને રજા આપી દો. મારા દીકરાને એકસો ને એક કન્યા મળશે. શા માટે બીજા વિચાર કરો છો ?" વડીલે ભાંગરો વાટ્યો.

"વહુ જેવી વહુને એમ કાઢી મુકાય નહિ. એમાં આપણી શોભા નથી," આનંદીબાઇએ કહ્યું.

"પણ એણે કેવું કૂડું કામ કરી આપણી લાજ ગુમાવી છે તેનું કંઇ નહિ ?"

"બહારથી દેખાવ સારો નથી. પણ વહુ દોષિત હોય એવું હું માનતી નથી. માધુ તારો શો અભિપ્રાય છે. ?"

"આ તરફ કે તે તરફ કોઈ ખાતરીલાયક પુરાવો નથી. બહારનો દેખાવ લોકનિંદા જેવો થયો છે. એટલે સંભારીને કોઇ પગલું લેવું જોઇએ."

"હું તો આવી વહુને મારી પ્રતિષ્ઠા ઉપર છાણું થાપવા દઇશ નહિ." વડીલે કંટાળીને કહ્યું.

છેવટે ત્રણેય જણ એકમત ઉપર આવ્યાં. વહુને હમણાં પિયેર મોકલી દેવી. ચાર માસ પછી શું કરવું તેની ફરી ચર્ચા કરીને નક્કી કરવું. વહુનાં માબાપ નથી. પણ બાપના વૃદ્ધ કાકા છે. ઘરનું ઘર છે. મિલના શેરો છે. એટલે કંઈ વાંધો આવશે નહિ.

માધુભાઈ અને એની માતુશ્રીની એક જ ગાંઠ હતી. ચાર માસ પછી વહુને ઘેર તેડાવી લેવી. માત્ર સુમનરાયની જિદ્દ સામે એમને અત્યારે નમતું આપવું પડયું હતું. પાછળથી વૃદ્ધને સમજાવી લેવાની એમને પાકી ખાતરી હતી. હમણાં વાત ઠંડી પાડવી હતી.

આનંદીબાઈ વહુની કિંમત સમજતાં હતાં. એમણે રમણુ-લાલને એકાંતમાં બોલાવ્યો. બધી વાત વિસ્તારીને કહી. રમણુલાલને જે કુટુંબપરિષદે ઠરાવ કર્યો હતો તે પણ જણાવ્યો. હમણાં ચાર માસ સુધી પિયર મોકલવાની વાત કરી.

"બા, હું એ વાત માનતો નથી. તારી વહુની નિર્દોષતાની મને પાકી ખાતરી છે."

"ભાઇ, હું પણ જાણું છું. પણ આપણે હમણાં આ વાત ટાઢી પડવા દેવી જોઇએ. લોકો હમણાં તાજે ઘા છે એટલે વાતો કરે છે, ઠંડું થશે, એટલે ફરીથી તેડાવી લઇશું."

"બા, લોકાપવાદ તો સીતાજી જેવાં ઉપર પણ થયો હતો. તેથી જગન્માતાને આપણે દોષિત માનીએ છીએ? મને આ વાત અનુકૂળ નથી."

"ભગવાન રામચંદ્રે પણ સીતાજીને વનવાસ આપ્યો હતો. આપણે પણ વહુને ચાર માસનો વનવાસ આપીશું. તેમાં તું તારે વહુને મળવું હોય તો ખુશીથી મળવા જજે. મારી ના નથી."

"શ્રીરામચંદ્રે ભૂલ કરી તો આપણે પણ એવી ભૂલ કરીશું?"

"બેટા, ભગવાન ભૂલ કરે જ નહિ. તારે એવી વાત ન કરવી જોઈએ." દયાળુ માતાએ પુત્રને વાર્યો.

પતિપત્ની ભેગાં થયાં. આખી રાત્રિ વાતો ચાલી. પતિને પણ મેનાએ સાચી વાત કહી નહિ, છતાં મેના પતિના પ્રેમ સહિત એને

પિયેર ગઇ. ઘરમાં આ વાતની ચર્ચા વડીલોએ કરવા દીધી નહિ. ગામમાં પણ થોડા દિવસોમાં એ વાત જૂની થઈ ભુલાવા લાગી.

હરિલાલકાકા ઉંમરે ૮૦ શિયાળા જોઈ આવ્યા હતા. એ વિધુર હતા. છેલ્લાં ૪૦ વરસો સુધી એઓ રામલાલની સાથે જ રહ્યા હતા. બંને બાળકો હરિકાકાના હાથમાં ઊછર્યાં હતાં. હરિકાકા જરા ભોળા અને સાદાસીધા માણસ હતા. એમણે મ્યુનિસિપાલિટીમાં નાનપણથી વીસ રૂપિયાના પગારે બિલો ઉઘરાવવાનું કામ વીસેક વરસ કર્યું હતું. તેમાં પગાર વધીને ૨૧ રૂપિયા પણ થયો નહોતો. રામલાલની પદવી વધી એટલે એણે કાકાને ઘરે બેસાડ્યા. કાકાનાં કાકી તો ક્યારનાંયે પરલોક સિધાવી ગયાં હતાં. આથી ખાવાનું, કપડાં અને બીજું ખર્ચ રામલાલ આપતા હતા. હરિકાકા બંને વખત ભાંગનો લોટો પીતા અને લહેરમાં આવી અલકમલકની વાતો ઢંગધડા વગરની કરતા હતા. તેમાં પણ રામાયણની વાત એમને મોઢે હતી. અનેક વાર સીતાનું હરણ અને રાવણનું મરણ વાતમાં રસ લાવી હરિકાકા વર્ણવતા હતા. એમની વક્તૃતાનો એ એક જ વિષય હતો. 'હાં કાકા, પછી રાવણે સીતાજીનું કેમ હરણ કર્યું ?' એટલી સૂચના મળતાં કાકાની વાતનો પ્રવાહ ધોધબંધ વહેવા લાગતો. રામલાલના મરણ પછી કાકા એકલા આ મોટા ઘરમાં રહેતા હતા. નીચે દુકાનોનું ભાડું આવતું અને રામલાલના શેરોની પેદાશ આવતી. આ સર્વેની વ્યવસ્થા મેના કરતી હતી. કાકાની રસોઈ સારુ એક બાઈ રાખી હતી. તે રોટલા કરી જતી. તેને માસિક પાંચ રૂપિયાં મેના આપતી હતી.

મેનાએ પિતાના ઘરમાં આવીને વાસ કર્યો. એણે કાકાને ખબર આપી કે પોતે થોડા દિવસ અહીં રહેશે.

"હા દીકરી, જેમ સીતાજી રાવણને ત્યાં રહ્યાં હતાં તેમ ખરું-ને?" કાકા ખડખડ હસી પડ્યા.

# ૪ : મેના જ્ઞાનમાર્ગે

મેનાને આ મોટા ઘરમાં એકલું ગમ્યું નહિ. બહાર નીકળવા જેવું કે કોઈની સોબતમાં જવા જેવા સંયોગો નહોતા. એ પોતે લોકોના અપવાદથી ડરતી નહોતી. પરંતુ ખાસ કરી લોકો આંગળી ચીંધે એવી નફટાઈમાં રખડવું પણ એને પસંદ નહોતું. તેમ ઘરમાં ભરાઈ રહીને પડદામાં રહેવું એ પણ એને ગમતું નહોતું. ક્યાંય જવાય એવો તો સવાલ નહોતો. ઘર આખો દિવસ ને રાત ખાવા ધાય એવો સંભવ હતો. મેનાએ કંઈક વિચાર કર્યો અને એક દિવસ એ ભાડાની ગાડી કરી સાબરમતી આશ્રમમાં ગઈ.

એણે આશ્રમના એક કાર્યકર્તાને કહ્યું: "મારે મહાત્માજીને મળવું છે."

કાર્યકર્તા મેનાને મહાદેવભાઈની પાસે લઈ ગયા.

"કહો બાઈ! કેમ આવ્યાં છો?"

"મારે આશ્રમમાં રહેવું છે. હું અહીંની તાલીમ લેવા ઇચ્છું છું."

"તમારી ઓળખાણ આપશો?"

"મેનાએ પોતાનું, સસરાનું ને પિતાનાં નામો આપ્યાં."

"છાપામાં કાંઈ તમારે વિષે આવેલું હતું ખરું?"

"હા, હું ત્યકતા છું, મારે આશ્રમજીવનની તાલીમ લેવી છે."

"તમે બેસો, હું મહાત્માજી પાસે વાત કરી સંમતિ મેળવી આવું."

મહાત્માજીને મળી મહાદેવભાઈ પાછા આવ્યા. "તમે ભલે

આશ્રમમાં રહો. હમણાં એક માસ તમને આશ્રમમાં અજમાયશ તરીકે રાખીએ છીએ. આશ્રમને અને તમને બન્નેને અનુકૂળ આવ્યે એક માસની મુદત વધારી શકાશે. આ શરત અનુકૂળ હોય તો તમે ભલે આશ્રમમાં ગૌશાળાવિભાગમાં ખુશીથી કામ કરો."

મેના ત્યાં આવી ને રહી. એ બજારમાંથી થોડી ખાદીની સાડીઓ અને વસ્ત્રો લાવી હતી. એની ઓરડી એને બતાવવામાં આવી. મેનાએ પોતાનાં કપડાં ત્યાં મૂક્યાં.

આશ્રમનું જીવન તપોમય હતું. મીઠામરચા વગરનો ખોરાક ખાવાનો હતો. પોતાની શક્તિ પ્રમાણે મહેનત કરવાની હતી. મેના સવારના વહેલી ઊઠીને પ્રાર્થનામાં ભાગ લેતી હતી. પછી ગૌશાળામાં જઇ ગૌશાળા વાળીઝૂડીને સાફ કરતી હતી. શૌચસ્નાન પતાવ્યા પછી એ રસોડામાં જઇ રસોઇમાં મદદ કરતી. એને કામ વહાલું હતું. આશ્રમવાસીઓનાં કામો એ કરી આપતી. રેંટિયો પણ નિયમિત કાંતતી હતી. એનું સૂતર બહુ ઝીણું નીકળતું હતું. મેનાનો સહકાર આશ્રમવાસીઓ વચ્ચે આદર પામ્યો. સૌની સાથે એ માધુર્યભરેલો વર્તાવ રાખતી હતી. તે કોઇ ને કોઇ રીતે તો સૌને ઉપયોગી થઇ પડી. ગૌશાળાનું એનું કામ સ્વચ્છ અને સુઘડ હતું. એ ફુરસદના વખતમાં મહાત્માજીનાં પુસ્તકો વાંચતી હતી અને અભ્યાસમાં ભગવદ્ ગીતા લીધી હતી. જ્યાં ન સમજાય ત્યાં બીજી અનુભવી બહેનો તેને સમજાવતી હતી. ક્યારેક મહાદેવભાઇને અથવા બીજાઓને પણ પૂછી લેતી હતી.

મહાત્માજીની ચકોર આંખે એની કદર કરી લીધી. એ આંખ સૌને માપી લેતી. એક માસ પછી મહાત્માજીએ એને બોલાવીને કહ્યું:

"મેના, તમારી હકીકત હું સાંભળવા ઇચ્છું છું."

"બાપુજી, એમાં મુખ્ય ભાગ બીજીની માલિકીનો છે. તેની પરવાનગી વગર મારાથી એ કેમ કહેવાય?"

"વારુ, એ ભાગ છોડીને બાકીનો કહો."

"જગતમાં સૌ પોતાની નિર્દોષતા ઠસાવે છે. હું પણ તેવો કોઇ

પ્રયત્ન કરતી હોઉં એવી અસર ઊપજે તે કરતાં હું મૌન રાખું તે યોગ્ય નથી?"

"હું જૂઠું સાચું પારખી શકીશ, મને કહો."

મેનાએ પોતાને શા નિમિત્તે છેલભાઇને ઘેર જવું પડયું હતું તે જાહેર કર્યું નહિ. પણ કોઇ મિત્રના કામ માટે જવું પડયું, ત્યાથી વાત શરૂ કરીને કહી બતાવી.

"તમારો એક માસ પૂરો થયો છે. હવે વધારે રહેવું છે?"

"બાપુજી! જો આપ આજ્ઞા આપો તો રહું."

"તમને અહીં ગમે છે?"

"મારે કામ જોઇએ છીએ. મનને મનાવીને અનુકૂળ બનાવવાનું કામ મને કરવું ગમે છે. મનને તાલીમ આપવાની કવાયત મને ગમે છે."

"વારુ, તમે હવે રસોડામાં કામ કરજો."

મેના નમસ્કાર કરીને ગઈ. એ રસોડામાં કામ કરવા લાગી. ત્યાં એણે બધી બહેનો કરતાં વધારે કામ કરવા માંડયું. એણે રસોડામાં વિશેષ સુવ્યવસ્થા કરી બતાવી. સૌને વિશેષ પ્રમાણમાં સહકાર આપવા માંડ્યો. મહાત્માજીથી માંડીને સૌ એના કાર્ય પ્રત્યે પક્ષપાત બતાવતા થયા. ચારેક માસ પછી મેનાએ મહાત્માજીની પાસે મુલાકાતની માગણી કરી. તેનો સ્વીકાર થયો.

"બાપુજી, મારે એક ભાઈ છે. તે વિલાયતમાં રહે છે. તે મડમ પરણ્યા છે. આ દેશમાં છેલ્લાં દશ વરસ થયાં આવ્યા નથી. હું એમની પાસે જવા ઇચ્છું છું. એમની સંમતિ મળી ગઈ છે."

"અહીં અનુકૂળ ન પડયું?"

"મારે એ કામ છે. દશ વરસે ભાઇને મળવું છે. બીજું એમની મદદથી ડોકટરીનું કામ શીખવું છે."

"ડોકટરીનું કામ શીખીને શું કરશો?"

"હમણાં તો આપણી સ્ત્રીઓની સેવા કરવાના મનોરથો છે.

વિદ્યા અને સેવાભાવ બંને સાથે હોય તો સ્ત્રીકલ્યાણની વૃત્તિઓ પોષવાની તક મળે આજે તો આ ઉદ્દેશ છે."

"હિંદમાં રહીને ડૉક્ટરી વિદ્યા ન શીખી શકાય ?"

"જરૂર શીખી શકાય, પરંતુ ઉચ્ચ શ્રેણીની નહિ. ભાઈને મળવાને પણ મન તલપાપડ થઈ રહ્યું છે."

"તમારું આર્યત્વ ત્યાં સાચવી શકશો ?"

"બાપુજીના આશ્રમમાં એવી તાલીમ મળી છે જ."

"મને તમારી પ્રગતિના સમાચાર મળતા રહેશેને ?"

"બાપુજી સાથે તો હું કાચે તાંતણે બંધાઈ છું."

"જાઓ, મારા આશીર્વાદ છે. તમને કંઈ ભલામણો આપવાનું પ્રયોજન જ નથી."

બાપુજીના આશીર્વાદ સાથે મેના મુંબઈ આવી. હવે એને આશ્રમનું પીઠબળ હતું. મહાત્માજીના અનુયાયીઓના સહકારથી એને રાવલપીંડી નામે પી. એન્ડ ઓ. સ્ટીમર કંપનીની સ્ટીમરમાં અનુકૂળ જગા મળી ગઈ. મેનાએ બ્રિટન સંબંધી પુસ્તકો મંગાવીને વાંચવા માંડ્યાં. અનુપમાદેવી નામે બંગાળી બહેન વિલાયતમાં ઘણો વખત રહીને હમણાં પતિ સાથે મુંબઈમાં રહેતાં હતાં. તેમની સાથે ઓળખાણ કરીને વિલાયતના સભ્ય રીતરિવાજો શીખી લીધા. એણે યુરોપની ઋતુને અનુકૂળ ગરમ સાડીઓ, પોલકાં અને જોઈતાં વસ્ત્રો પણ ખરીદી લીધાં.

મેનાનો પતિ એને આશ્રમમાં દર રવિવારે મળવા આવતો હતો. રમણલાલનો પત્ની પ્રત્યે પ્રેમ અખંડ હતો. માધુભાઈ અને આનંદીબાઈ એને ઘેર તેડી લાવવા ઘણાં રાજી હતાં. જૂની વાત પણ દબાઈ ગઈ હતી. પરંતુ મેના સાબરમતી આશ્રમમાં જઈને રહી હતી. આથી વડીલ છંછેડાયા હતા. આશ્રમનો શંભુમેળો એમના મનમાં હતો. ત્યાં વર્ણાશ્રમધર્મ પાળવામાં આવતો નહોતો. સવર્ણો સાથે હરિજનો એક થઈને કામકાજ કરતા હતા. જ્ઞાતિભેદ પળાતો નહોતો. મ્લેચ્છોની પાસે બેસીને ખાનપાનનો વ્યવહાર ચાલતો હતો. ત્યાં પાયખાનાં પણ

આશ્રમવાસીઓ વગરસૂગે સાફ કરી નાખતા હતા. આ ધર્મનો મોટો વિનાશ સુમનલાલથી સહન થાય તેમ નહોતો. એઓ જિદ્દી હતા. એમણે વહુને પાછી તેડાવવાની દરખાસ્તને તરછોડી કાઢી. આનંદીબાઈ સમય જોઈ વાત કરતાં હતાં, માધુભાઇ એનું સમર્થન કરતા હતા; પણ વડીલ એ વાતોને ભયંકર તિરસ્કારપૂર્વક ઉડાવી દેતા હતા. પરંતુ પુત્રની બીજી પત્ની કરવાની વડીલની ઇચ્છાને આ બન્ને ઉત્તેજન આપતાં નહિ. મેનાને માટે હજી સાસરાના દરવાજા ખૂલ્યા નહોતા.

મુંબઈ જતા પહેલાં રમણલાલને મેનાએ પોતાનો વિલાયત જવાનો નિશ્ચય જણાવ્યો. એ ડઘાઇ ગયો. થોડીવાર સુધી એ કાંઇ બોલી શક્યો નહિ. એની આંખોમાંથી બેત્રણ ટીપાં આંસુનાં પડ્યાં. મેના મજબૂત છાતીની હતી. છતાં એની આંખમાં પણ ઝળઝળિયાં આવી ગયાં. પતિપત્ની વચ્ચેનો એ કરુણાજનક પ્રસંગ હતો. પત્ની ધીમે સાદે બોલી—

"આપણો પરસ્પરનો સંપૂર્ણ પ્રેમ છે. એક આર્ય સ્ત્રી તરીકે મેં તમને શરીર અને મન બન્ને અર્પણ કર્યાં છે. પરંતુ તમે તમારી કૌટુંબિક પદ્ધતિ અનુસાર મારો સ્વીકાર કરી શકો તેમ નથી. હું પણ વિચિત્ર પ્રાણી છું. મેં પણ હવે સ્વતંત્રતાનો સ્વાદ ચાખ્યો છે. એટલે ઘરનું વાતાવરણ મારા સ્વભાવને હવે અનુકૂળ થાય તેમ નથી. હું તરંગી છું. મને જ્ઞાન, વિજ્ઞાન અને પ્રગતિના વિચારો જ હવે આવે છે. લોકકલ્યાણ સાધીને આ નાશવંત દેહનું સાર્થક કરવું એવી મારી મનોકામના રહે છે. આપણી સ્ત્રીઓમાં આરોગ્ય સંબંધી અતિશય અજ્ઞાન છે. એમનામાં રોગો મૂંગે મોઢે સહન કરી લેવાની કુટેવ પડી છે. એમનો બાંધો બહુ નાજુક રહે છે. શરીરને કેવી રીતે કસરતો અને મહેનતથી ખડતલ બનાવવું તે આપણી સ્ત્રીઓ જાણતી નથી. રોગોની સામે કેવી રીતે રક્ષણ મેળવવું, આરોગ્યને સુધારવા કેવી દિનચર્યા અને રાત્રિચર્યા રાખવી એ એમને આવડતું નથી. એ જ્ઞાન ફેલાવવાની ઘણી જરૂર છે. મારી દૃષ્ટિ સંકુચિત હતી. આશ્રમના વાતા-

વરણમાં મારા વિચારો ઉદાર બન્યા હોય એમ હું ગણું છું. મને આપણી સ્ત્રીઓને માટે હૃદયમાં અત્યંત લાગણી છે. એમના કલ્યાણ માટે રાત્રિદિવસ વિચારો આવે છે. હું એ માર્ગે મારા જીવનનું સાફલ્ય જોઉં છું. પણ જ્ઞાન વગર એ માર્ગે મને પ્રકાશ સૂઝતો નથી. જ્ઞાન મેળવવાં જાઉં છું. સાથે સાથે સગા ભાઇને પણ મળવા જાઉં છું.

મેં મારે માટે ભવિષ્ય નક્કી કરી લીધું છે. મને સ્ત્રીકલ્યાણનાં સ્વપ્નાંઓ આવે છે. મને તમારા ઘરમાં હવે બંધન લાગે છે. હું હવે આકાશનું પક્ષી છું. મને ઘરની સાંકડી બંધિયાર હવામાં ગૂંગળાટ થાય છે. તમારા ઘરનાં બારણાં ખુલ્લાં હોત તો પણ મને આગળ વધવા માટે ત્યાં અનુકૂળ વાતાવરણ નથી. હું મહત્ત્વાકાંક્ષી છું. મારું હૃદય આ ઘરનાં બંધનો, રીતરિવાજો અને સનાતની જડ આચારવિચારોને અનુકૂળ થઇ શકતું નથી, એટલે હમણાં ત્યાં આવીશ તો પણ રિબાઇ રિબાઇને મરીશ. મારે જીવવું છે ને મારી બીજી બહેનોને મારે જિવાડવી છે. મારા અંતઃકરણમાં એ કોડ છે. એ પૂરા કરવાની મારામાં ધગશ છે.

"તમારી હું આ જન્મે દાસી જ રહીશ. મન–વચન–કર્મથી મેં પરપુરુષની ઇચ્છા કરી નથી. કરવાના માર્ગ તરફ ઘૃણા છે. તમારા પ્રેમથી મારું હૃદય પ્રફુલ્લિત રહે છે. પરંતુ હું અંગત સુખ કરતાં લોકોના સુખને વધારે અગત્ય આપું છું. જો થોડી બહેનોનાં શારીરિક દુઃખો દૂર કરવા હું શક્તિમાન થાઉં તો મારી જાતને ધન્ય, ધન્ય માનીશ. જીવ્યું સાર્થક માનીશ. મારે માટે બહુ વિચારને અંતે આ માર્ગ મેં નક્કી કરી રાખ્યો છે. તમને પણ એક ભલામણ કરું છું. તમારો મારા પ્રત્યે અત્યંત પ્રેમ છે તે હું બરાબર જાણું છું. પરંતુ પ્રેમનો માર્ગ કાંટાથી ભરેલો હોય છે. આપણા પ્રેમપંથમાં પણ કાંટા ઊગ્યા છે. એટલે આપણે વિયોગમાં જ પ્રેમના પરમ આદર્શને સેવીએ એ જ શ્રેયસ્કર માર્ગ છે. મિલન કરતાં વિયોગ વધારે મોંઘેરો અને શ્રેષ્ઠ છે. તમારી સ્મૃતિ મારા અંતરમાં અંકાયેલી છે, તે કદી ભૂંસાશે નહિ જ.

"તમે બીજો વિવાહ કરી લો એજ આપણે સૌને માટે શ્રેય-સ્કર માર્ગ છે. તમે માતાપિતાને સ્વાધીન છો, તમારું જીવન એમને આશ્રયે ઘડાયું છે. પરાવલંબીપણું એ એના બિંદુએ બિંદુમાં રહેલું છે. મનુષ્ય પોતાના ઘડતરના સંસ્કારોમાં ગુલામ બને છે. તમે હવે નવાં દૃષ્ટિબિંદુઓ એકદમ ઉત્પન્ન કરી શકશો નહિ. માતાપિતા તમને બીજો વિવાહ કરાવ્યા વગર છોડવાના નથી. માટે તમે જે કામ અવશ્ય કરવાનું છે તે કરજો. એમાં આનાકાની કરશો નહિ. એ જ માર્ગ ઉત્તમ છે. મારી પણ તમને એ જ ભલામણ છે. આપણે પર-સ્પર એકબીજાની સ્મૃતિ હૃદયોમાં સાચવી તેમાંથી માધુર્ય મેળવીએ એ જ આપણે માટે હવે ઉત્તમ છે. તમે બીજો વિવાહ કરશો તેમાં મને ખોટું લાગવાનું નથી, કારણ કે તમારું અંતઃકરણ મારું જ છે એવી મારી દૃઢ માન્યતા છે, એથી મને સંતોષ રહેશે.

"મારા વિચારો પણ બદલાય એ બનવા જોગ છે. હું જ્યારે મારા આ વિચારોમાં પરિવર્તન જોઈશ ત્યારે ઘરની હૂંફનો આશ્રય લઈશ. મને કુટુંબના કલ્યાણ માટે પણ ઘરની હૂંફની જરૂર દેખાશે તોપણ ત્યાંનો આશ્રય મેળવીશ. ત્યારે મને કોઈ અટકાવી શકશે નહિ, બધાં વિઘ્નોને હું દૂર કરી શકીશ એવી મને શ્રદ્ધા છે. પરંતુ સૌથી પહેલાં જ્ઞાનના પ્રકાશની મને આવશ્યકતા લાગે છે. તે મેળવવા હું પશ્ચિમમાં જાઉં છું. એ જ્ઞાનનો ઉપયોગ સ્વાર્થ માટે નહિ કરવાનો મારો આદર્શ છે. તમે મને ખુશીથી જવાની આજ્ઞા આપો. મારા હૃદયના સર્વે વિચારો નિખાલસ ભાવે મેં રજૂ કર્યા છે, મને તમારી આજન્મ વિયોગણ દાસી માનજો. બીજો પણ મારો કોલ છે કે જ્યારે તમને મારી જરૂર હશે ત્યારે હું તમારાથી દૂર નથી."

રમણલાલ કંઈ બોલી શક્યો નહિ. એની આંખોમાંથી શ્રાવણ-ભાદરવો વહેવા માંડ્યો. પતિપત્ની બંને ચૂપ રહ્યાં. થોડી વાર કોઈ બોલી શક્યું નહિ. પત્નીએ ફરી બોલવાનું શરૂ કર્યું:

"જુઓ કવિ ભવભૂતિ કહી ગયા છે કે, '**व्यतिषजति पदार्थानान्तरः कोऽपि हेतुर्न खलु बहिरुपाधिन्प्रीतयः संश्रयन्ते।**

બાહ્ય પદાર્થો અંતરના પ્રેમને જુદો કરી શકતા નથી. બહારની ઉપાધિઓ ઉપર ખરો પ્રેમ આધાર રાખતો નથી. એક બીજી પણ વિનંતિ છે. સાસુજીને માટે મારા અંતઃકરણમાં આકર્ષણ છે. એમને વિચારોનો ભેદ હોવા છતાં હું અતિશય પૂજ્ય અને સન્માનનીય ગણું છું. મને એમના ચરણની રજ લેવાની ઇચ્છા છે. તેઓ જો અહીં આવી દર્શન આપે તો હું કૃતાર્થ થઇશ. મારી અરજી એમને કાને પહોંચાડશો. હું આવતા રવિવારે મુંબઈ જઈશ."

રમણલાલ શનિવારે માતાને તેડી આશ્રમમાં આવ્યો. આનંદીબાઇના હૃદયમાં નાની વહુ માટે ભાવ હતો, એના ગુણોથી એના પ્રત્યે એમને મમતા બંધાઈ હતી. એ પતિથી છાની વહુને મળવા આવી. સાસુવહુએ પરસ્પર હૃદય ઠાલવ્યાં. વિદાય વેળાએ મેનાએ સાસુની ચરણરજ લીધી. રવિવારે જવાને સમયે રમણલાલ આવ્યો. તેણે કંઈ પૈસાની જરૂર હોય તો આપવા માગણી કરી. પોતાની પાસે અંગત બે હજાર રૂપિયા ભેગા થયા હતા તે લઈ જવા પત્નીને આગ્રહ કર્યો. પરંતુ મેનાએ ના પાડી.

મેના પતિના ચરણમાં માથું મૂકીને પાંચ મિનિટ પડી રહી. પતિએ એને ભેટીને ચુંબન કર્યું. તે રડતે ચહેરે ચાલ્યો ગયો.

## ૫ : લંડન તરફ

સ્ટીમર રાવળપીંડીએ મુંબઈના બારામાંથી લંગર ઉપાડયું. મેનાને મૂકવા માટે અમદાવાદથી રમણલાલ આવ્યો હતો. આશ્રમનો એક પ્રતિનિધિ પણ હતો. હળીમળીને મેના સ્ટીમર ઉપર ચડી ગઈ. સ્ટીમર રાવલપીંડી બહુ મોટી સ્ટીમર હતી. એનું તૂતક પણ બહુ મોટું અને લાંબું હતું. મેના તૂતક ઉપર ઊભી રહીને સ્ટીમરની રવાનગી જોતી હતી. સ્ટીમર મુંબઈનું બારું છોડી સાગરમાં આગળ વધી. આખું શહેર આ મોટા બારકસમાં વસ્યું હતું. સ્ટીમરમાં અનેક માળો હતા. એ પાણીમાં ૨૯ ફીટ ઊંડી હતી. એ આખી પોલાદના ખોખાની બનાવેલી હતી. નીચલા માળ અથવા તૂતક ઉપર કેબિનોની લાંબી હારો હતી. તેની પાછળ એંજિનરૂમમાં સ્ટીમર ચલાવવાનાં યંત્રો ગોઠવ્યાં હતાં. કેબિનોની પડખે હજામની દુકાન હતી. તેમાં પૈસા લઈ હજામત કરાવવાની અને વાળ કપાવવાની સગવડ હતી. એની નજીકમાં ટોપીઓ, બૂટ, મીઠાઈ અને બીજા અનેક પદાર્થો વેચવાની દુકાન ત્યાં હતી. એની સામે ડોકટરની કેબિન હતી. એટલે પ્રવાસીઓને જોઈતી વૈદકીય મદદ પણ મળી શકતી હતી.

જમવાનો મોટો ઓરડો સ્વચ્છ સફેદ કપડાં બિછાવેલાં ટેબલોથી ગોઠવાયેલો હતો. એકી સાથે ૪૦૦–૫૦૦ માણસો જમી શકે એવો એ વિશાળ હતો. તેના ઉપર કાચનાં વાસણો અને છરીકાંટા મૂકયા હતા. વચમાં ફૂલોના તોરા પણ મૂકયા હતા. રાત્રિના સમયે વીજળીના પ્રકાશથી આખો હોલ ઝગમગી ઊઠતો હતો. આ સિવાય સ્ટીમર ઉપર પણ બેસવાનો મોટો હોલ હતો. તેમાં સંગીતનો પણ લાભ

મળતો હતો. કસરત માટેનો પણ ઓરડો હતો, તેમાં કસરતનાં સાધનો હતાં. નાહવાને માટે પણ કંતાનનો મોટો કુંડ રાખેલો હતો. સ્ટીમરમાં રેડિયો હતો. સમાચાર સાંભળવાની પ્રવાસીઓને સગવડ હતી. એક નાની લાયબ્રેરીમાં અંગ્રેજી નવલકથાઓનો સારો સંગ્રહ હતો. પ્રવાસીઓને એ વાંચવા મળી શકતો હતો. રોજના સમાચાર બોર્ડ ઉપર લખાતા હતા. સ્ટીમરમાંથી તારો પણ મૂકી શકાતા હતા.

સ્ટીમરના તૂતક ઉપર સૌ પ્રવાસીઓ પોતપોતાની ડેકચેરો (કંતાન–ખુરશીઓ) ગોઠવવા મંડી ગયા. મેનાએ પોતાને માટે સાથે આણેલી કંતાન–ખુરશી ગોઠવી દીધી. સાગર તદ્દન શાંત હતો. સહેજ ઠંડા, અનુકૂળ અને આહ્લાદદાયક પવનની લહેરો આવતી હતી. મેનાને આ પવન સ્ફૂર્તિદાયક માલુમ પડ્યો. એનો ખોરાક નિરામિષ હતો. તે માટે એણે સ્ટીમર સાથે ખાસ ગોઠવણ કરી હતી. તે પોતાની કૅબિનમાં ખાવાનું મંગાવીને ખાતી હતી. ચોખા, દાળ, શાક, કઢી, ફળફળાદિ, બિસ્કિટ અને બીજા નિરામિષ પદાર્થો મેના ખોરાક તરીકે લેતી હતી. દૂધ પણ ત્યાં મળતું હતું.

સ્ટીમર ઉપર યુરોપિયનો વિશેષ પ્રમાણમાં હતા. પ્રવાસમાં વર્ણદ્વેષ ચાલ્યો જાય છે. સૌ હળીમળીને વર્તે છે. હિંદી ઉતારુઓ પણ પ્રમાણમાં ઠીક હતા. કેટલાક વિદ્યાર્થીઓ બેરિસ્ટર અને સિવિલ સર્વન્ટ્સ થવા પ્રવાસ કરતા હતા. તેમાં બે ગુજરાતી યુવકો હતા. એક પારસી કુટુંબ પણ યુરોપની યાત્રાએ જતું હતું. એક મુંબઈના ગુજરાતી મિલમાલિક પણ યુરોપના પ્રવાસે જતા હતા. એક પારસી બાનુ વિદ્યાર્થી જરબાઈ મહેતા પણ વધારે અભ્યાસ માટે વિલાયત જતાં હતાં. મેનાનો સ્વભાવ મળતિયો હોવાથી સૌની સાથે તે હળી-મળી ગઈ. તેમાં પણ જરબાઈ મહેતા સાથે એને મિત્રતાનો સંબંધ બંધાયો હતો. ગુજરાતી મિલમાલિકનાં પત્ની સુશીલાબહેન પણ સંસ્કારી બાઈ હતાં. એમની સાથે વાતો, વાચન ને હરવાફરવામાં મેનાનો સમય આનંદથી વ્યતીત થાવા લાગ્યો. સ્ટીમર ઉપર પણ ક્યારેક નાટક થતાં, ક્યારેક જલસા થતા. ચારે તરફ જાળી બાંધીને

એક દિવસ ક્રિકેટ પણ રમાઇ હતી. એકાદ ભાષણ પણ થયું હતું. નાચ તો વારંવાર થતા પણ હિંદીઓ એમાં ભાગ લેતા નહિ. મેના ઘણો વખત ડેક ઉપર પસાર કરતીં હતી. એને દરિયો લાગ્યો નહિ.

મુંબઈ મૂકયા પછી પાંચમે દિવસે એડન આવ્યું. સ્ટીમર અહીં થોડા કલાકો થોભવાની હતી. મેના જર મહેતા સાથે બોટમાં બેસીને કિનારે જઈ શહેર જોઇ આવી. એડન સૂકો ગરમ પ્રદેશ છે. વરસાદ માત્ર બેત્રણ ઇંચ પડે છે. પર્વતોનાં ટાંકાંઓમાં પીવાનું પાણી સંઘરી રાખે છે. સ્ટીમર ‘રાવલપીન્ડી’ હવે રાતા સમુદ્રમાં સફર કરતી હતી. અરબસ્તાનનો ઉજ્જડ પર્વતમય પ્રદેશ સ્ટીમરના ડેક ઉપરથી દેખાતો હતો. માઈલો સુધી એકેય વૃક્ષ દેખાતું નહોતું. ગરમી અસહ્ય હતી. સ્ટીમર સુવેઝ બંદરે પહોંચી. અહીંથી સુવેઝની નહેરમાં ધીમી ગતિથી સ્ટીમરે પ્રવેશ કર્યો. ‘રાવલપીંડી’ને પસાર થવા દેવા બીજી એક સામી સ્ટીમરને એક ખૂણે બાંધેલી મેનાએ જોઇ. નહેર સાંકડી છે. રાત્રે પોર્ટસૈયદ આવ્યું. અહીંથી સ્ટીમરમાં કોલસો લેવામાં આવ્યો.

પોર્ટસૈયદ છોડ્યા પછી હવા ઠંડી થતી ગઈ. પાંચ દિવસ પછી સ્ટીમર માર્સેલ્સ બંદરે પહોંચી ગઈ. આ સ્થળેથી ઘણાખરા પ્રવાસીઓ સાથે મેના પણ ફ્રાન્સમાંથી રેલવે માર્ગે લંડન તરફ રવાના થઇ. સ્ટીમર સ્પેનના કિનારાથી જિબ્રાલ્ટર થઇને બિસ્કેના અખાત મારફતે ઇંગ્લેન્ડ જનારી હતી. પણ તેને એક અઠવાડિયું વધારે લાગે તેમ હતું. માર્સેલ્સના ફ્રાન્ચ બંદરેથી એક ખાસ ટ્રેન એમને લઈ રવાના થઈ. ફ્રાન્ચમાં ઉત્તર દિશા તરફ ટ્રેન પ્રવાસ કરવા લાગી. ઇંગ્લિશ ખાડી ઓળંગવા માટે એમને ફરીથી નાની સ્ટીમરમાં બેસવું પડયું. ડોવર બંદરે મેના ઊતરી. મદનલાલ સામે આવ્યા હતા. દશ વરસે ભાઈબહેન મળ્યાં. મદનલાલ લગભગ અંગ્રેજ બની ગયા હતા. બહેનને એમણે ઉમળકાભેર આવકાર આપ્યો. અહીં ટ્રેનમાં બેસી બન્ને થેમ્સ નદીનો પુલ ઓળંગ્યો. ટ્રેન લંડનના—જગતમાં

સૌથી વિશાળ—સ્ટેશને આવી પહોંચી. એક દિવસ લંડનમાં રહીને ભાઈબહેન ડૉ. લાલના વસવાટના શહેર ટોરકવે તરફ જવા રવાના થયાં.

આઠ કલાકની ટ્રેનની મુસાફરી પછી ટોરકવે શહેરના સ્ટેશને ભાઈબહેન ઊતર્યાં. ત્યાંથી આ બન્ને એક કૅબ (ઘોડાગાડી) કરીને પોતાને ઘેર આવ્યાં. મદનલાલે, બારણા ઉપરની ચાંપ દબાવી ઘંટડી વગાડી. દરવાજો ઊઘડ્યો. નાના બગીચામાં એક મહિલા એમની સામે આવી. પચીસ વરસની એની ઉંમર હતી. જાણે તાજું ગુલાબ હોય એવું એનું મુખ પ્રફુલ્લ અને પ્રસન્ન હતું. મદનલાલે બહેનની ભાભી સાથે ઓળખાણ કરાવી. સૌ અંદર ગયાં. નાના પ્રમોદ અને વીણા સાથે એની ફોઈની ઓળખાણ મોડેથી કરાવી. બેત્રણ દિવસમાં તો બાળકો ફોઈની સાથે હળી ગયાં. 'આન્ટી' કહીને પ્રેમ અને શિસ્તથી વહાલસોયાં બાળકો મળતાં હતાં.

મેનાએ થોડા દિવસો ભાઈ સાથે ગાળ્યા. એણે અંગ્રેજી જીવનનો અનુભવ લીધો. અંગ્રેજી સારા કુળનો સ્ત્રીવર્ગ કેટલો સશક્ત, શિસ્તબદ્ધ, સૌંદર્ય, સંસ્કાર, સુશિક્ષિતતા અને નિયમિતતા ધરાવતો હતો તે એણે જોયું. માડ બહુ પ્રેમાળ સ્ત્રી હતી. એણે મેનાની સાથે બહુ જ મધુર સંબંધ બાંધ્યો. મેનાના આગ્રહથી મદનલાલ એને લંડનમાં એક મોટી વૈદ્યકીય શાળામાં દાખલ કરી આવ્યા. મેના ખૂબ એકાગ્ર ચિત્તથી અભ્યાસ કરવા લાગી.

મેનાએ બ્રિટિશ સમાજનું સૂક્ષ્મભાવથી અવલોકન કરવા માંડયું. ત્યાં શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ ઉન્નત ભાવવાળો સમાજ પણ એણે જોયો, અને પતિત, અધમ ભાવ પણ પુષ્કળ જોવામાં આવ્યો. ઉચ્ચ આદર્શ, સુસંસ્કૃતિ, ચેતન અને પ્રગતિશીલતા એના જોવામાં આવ્યાં. સાથે અત્યંત ગરીબાઈ, ગુનેગારવૃત્તિ, દારૂના દૈત્યનો વિકાસ ને કનિષ્ઠ રોગી જીવન પણ એણે જોયાં. પરંતુ એકંદરે બ્રિટનનો મધ્યમવર્ગ અતિશય સશક્ત, પ્રગતિશીલ, લલિત કળાઓનો ઉપાસક અને સંસ્કૃતિમાં આગળ વધેલો જોવામાં આવ્યો. મેનાના અવલોકનમાં જણાયું કે બ્રિટનમાં શિક્ષણનો અતિશય વિકાસ છે. પ્રજાની સ્ત્રીઓમાં પણ ૯૭ ટકા, સ્ત્રીઓ અક્ષરજ્ઞાન ધરાવે છે. હિંદમાં ચાર

ટકા સ્ત્રીઓ પણ અક્ષરજ્ઞાન ધરાવતી નથી.

બ્રિટનમાં આરોગ્યનો અતિશય વિકાસ છે. લોકો સશક્ત અને દીર્ઘજીવી છે. ત્યાં પ્રજાના દરેક માણસનું સરેરાશ આયુષ્ય ૫૭ થી ૫૮ વરસની ઉમરનું છે. હિંદમાં પ્રજાના દરેક માણસનું સરેરાશ આયુષ્યનું પ્રમાણ ૨૬ વરસનું આવે છે.

બ્રિટનની વસ્તી ૪ા કરોડની છે. પરંતુ જગતની ¼ વસ્તી અને ⅙ જમીન ઉપર એનું રાજ્ય ચાલે છે. હિંદની ૩૯ કરોડ પ્રજા એના શાસન નીચે છે. એ પ્રજા અત્યંત સાહસિક, શક્તિશાળી અને પ્રગતિશીલ છે. એણે પોતાનાં ઉદ્યોગ, સાહસ અને શૌર્યથી જગતમાં સૌથી મોટું સામ્રાજ્ય જમાવ્યું છે. એને સામ્રાજ્યને ચૂસવાની શ્રેષ્ઠ કળા આવડે છે.

અંગ્રેજો અતિધનવાન પ્રજા છે. આખી પ્રજાની સરેરાશ લઇએ તો મનુષ્યદીઠ વાર્ષિક સરેરાશ પેદાશ રૂા. ૧૨૦૦) જેટલી આવે છે. જ્યારે હિંદીની પેદાશ વાર્ષિક સરેરાશ વ્યક્તિદીઠ માત્ર રૂા. ૫૦) આવે છે.

બ્રિટનનાં શહેરો વિશાળ, સમૃદ્ધ અને ઉદ્યોગોથી ભરેલાં છે. એક લંડન શહેરની વસ્તી ૯૨ લાખ જેટલી છે. શહેરોમાં જાતજાતના પાકા પદાર્થો બનાવવાનાં લાખો યાંત્રિક કારખાનાંઓ છે. અંગ્રેજો પરદેશીઓ પાસેથી કાચો માલ મેળવી તેની પાકી વસ્તુઓ બનાવીને મોટે નફે પરદેશોને વેચી સારી સમૃદ્ધિ મેળવે છે., યંત્રવિદ્યા, રસાયન, વિદ્યુત અને સંઘશક્તિથી સરસ પાકી વસ્તુઓ એ લોકો બનાવી શકે છે. જ્ઞાનવિજ્ઞાનમાં એ આગળ વધેલી શક્તિશાળી પ્રજા છે.

બ્રિટિશ પ્રજાએ પોતાનું આરોગ્ય ખૂબ સુધાર્યું છે. ગામડાંઓ પણ સ્વચ્છ અને સુંદર છે. શહેરોમાં પણ આરોગ્યની દૃષ્ટિએ ભારે પ્રગતિ કરવામાં આવી છે. આપણે ત્યાં હિંદમાં પ્રજાનું સામાન્ય મરણપ્રમાણ જ્યારે એક હજારે ૨૪.૫ મનુષ્યો જેટલું આવે છે, ત્યારે બ્રિટનમાં સુખ શાંતિ વધારીને આરોગ્ય સુધારી ૧૦૦૦ મનુષ્યો

પાછળ માત્ર ૧૨.૫ જેટલું જ મરણપ્રમાણ લાવી શકાયું છે. એ હિંદથી બરાબર અર્ધું છે.

અંગ્રેજ પ્રજાએ બાળમરણનું પ્રમાણ અત્યંત ઘટાડી દીધું છે. દોઢસો વરસો પહેલાં હિંદ જેટલું જ, ભયંકર બાળમરણનું પ્રમાણ બ્રિટિશ પ્રજામાં હતું. હવે શાસ્ત્રીય ઉપાયોથી ખૂબ ઘટાડી દેવામાં આવ્યું છે. ત્યાં ૧૦૦૦ બાળકો પાછળ એકસો જેટલું મરણ-પ્રમાણ છે, આપણે ત્યાં ૪૦૦થી ઉપર છે.

હિંદમાં યુવાન સ્ત્રીઓ સુવાવડોમાં અતિશય મોટા પ્રમાણમાં મરણ પામે છે. બ્રિટનમાં આપણા પ્રમાણમાં સરેરાશ અર્ધી સ્ત્રીઓ સુવાવડોમાં મરે છે. ત્યાં શાસ્ત્રીય ઢબનાં અને સ્વચ્છ સુંદર સુવાવડ-ખાનાંનો લાભ ગરીબ સ્ત્રીઓને પણ મળે છે.

હિંદમાં ઉદ્યોગોનો વિકાસ બહુ ધીમો છે. હિંદમાં શહેરોમાં માત્ર ૧૧ ટકા પ્રજા વસે છે. ગામડાંઓમાં ૮૯ ટકા વસે છે. બ્રિટનમાં ૨૦ ટકા પ્રજા ગામડાંઓમાં વસે છે, અને ૮૦ ટકા શહેરોમાં વસે છે. ઉદ્યોગો શહેરોમાં છે, આથી ત્યાં વસ્તી ઘણી વધી ગઈ છે.

હિંદની પ્રજાના ૪.૬૭ ટકા ભાગ સ્કૂલે જાય છે. બ્રિટનની પ્રજાનો ૧૮.૮ ટકા ભાગ સ્કૂલે જાય છે. હિંદમાં દરેક વિદ્યાર્થી પાછળ રૂા. ૨૨.૩ દર વરસે સરેરાશ સરકાર ખર્ચે છે, બ્રિટનમાં દર બાળક પાછળ દર વરસે રૂા. ૧૭૨) ખર્ચાય છે.

આપણે વેપારમાં પણ કેટલા પછાત છીએ? આપણી પ્રજાની સરેરાશ લેતાં વ્યક્તિદીઠ આપણો વેપાર રૂા. ૧૭) જેટલો આવે છે. ત્યારે દરેક અંગ્રેજના વ્યક્તિદીઠ વેપારની સરેરાશ કિંમત રૂા. ૫૯૭) આવે છે. વેપારમાં આપણે ખૂબ પછાત છીએ.

આપણાં બંદરોમાં દર વરસે સરેરાશ ૧॥ કરોડ ટનની સ્ટીમરો માલ લઈ આવજા કરે છે. બ્રિટનમાં સરેરાશ ૧૬॥ કરોડ ટન એટલે આપણા કરતાં ૧૧ ગણો વધારે છે.

હિંદની વસ્તી ૩૯ કરોડ છે. બ્રિટનની માત્ર ૪॥ કરોડ છે. હિંદની પ્રજાની મિલકતોની કિંમત રૂા. ૧૫,૦૦૦ કરોડની ગણાય છે.

બ્રિટિશ પ્રજાની મિલકતોની કિંમત રૂા. ૩૦,૦૦૦ કરોડ ગણાય છે. આપણા કરતાં બેવડી કિંમતની મિલકતો નાનું બ્રિટન ધરાવે છે.

મેના રજાના દિવસો (વૅકેશન)માં બ્રિટનની જુદીજુદી લોકકલ્યાણની સંસ્થાઓ જોવા જતી હતી. આ ધનવાન પ્રજા લોકકલ્યાણનાં ખાતાંઓ પાછળ કેટલી મોટી રકમો દર વરસે ખર્ચે છે! અંગ્રેજ સરકારે દિનપ્રતિદિન લોકકલ્યાણનાં ખાતાઓમાં વિશેષ મોટી રકમો ખર્ચવા માંડી છે. થોડાં વરસો ઉપર ઈંગ્લૅંડમાં ગરીબ દીન દુ:ખી અને મજૂર વર્ગો માટે અત્યંત કષ્ટમય સમય હતો. એમનાં ઘરો ગંદાં, અસુખાકારીભર્યાં અને ગીચ વસ્તીવાળાં હતાં. એક ઓરડામાં પંદરવીસ માણસો રહેતાં હતાં. એમના રસ્તાઓ સાંકડા અને ગંદા હતા. હવે એમાં મોટો સુધારો થયો છે. સરસ નાનાં મકાનો બંધાયાં છે. શહેરોને ખૂબ વિસ્તારમાં ફેલાવી નાંખવામાં આવેલાં છે. સારા સ્વચ્છ પાકા રસ્તાઓ બંધાયાં છે. હોસ્પિટલો, સુવાવડખાતાંઓ, બાળગૃહો, લાયબ્રેરીઓ ઠેકઠેકાણે બાંધવામાં આવેલાં છે. ધનવાનો ઉપર કરો વધારીને ગરીબોને રાહત આપવામાં આવી છે. ધનવાનો અને જમીનદારો હવે મોટા કરો આપે છે.

બ્રિટન એ ધનવાનોનો દેશ છે. બ્રિટનની અર્ધો ટકો પ્રજા તો અત્યંત ધનવાન છે. સર્વે સત્તા, શક્તિ ધન અને શાસન એ અર્ધો ટકાની મુઠ્ઠીમાં છે. આ અર્ધો ટકો પ્રજા હવે ગરીબોની રાહત તરફ વળી છે. બાળકો અને વિધવાઓને પેન્શન અને આરોગ્યભથ્થા માટે ત્યાંની સરકાર દર વરસે ૧૪૩ કરોડ પાઉંડ એટલે ૧૮૦૦ કરોડ રૂપિયા ખર્ચે છે. આ સિવાય પેન્શનો અને આરોગ્યભથ્થા ખાતે ૬,૯૭,૯૫૪ વૃદ્ધ પુરુષો અને ૯,૯૬,૯૫૪ વૃદ્ધ સ્ત્રીઓને સરકાર ૬૦ કરોડ રૂપિયા દર વરસે આપે છે. અપંગો અને અંધોને પણ સરકાર ફરજિયાત પેન્શનો આપે છે. આ સિવાય બેકારોને નિભાવવા સરકારે બેકાર વીમા યોજના કાઢી છે. તેમાં કરોડો રૂપિયા ખર્ચે છે. આ ગરીબોને નિભાવવા અંગ્રેજ સરકાર દર વરસે ૬ થી ૭ અબજ રૂપિયા ખર્ચે છે. આ સિવાય ઉદાર પરોપકારી ગૃહસ્થો અને સન્નારીઓ વગવાળાં મંડળો સ્થાપીને શિક્ષણ, બાળઉછેર અને

ગરીબોના કલ્યાણ માટેનાં ખાતાંઓ પાછળ પુષ્કળ પૈસા વિલાયતમાં ખર્ચે છે.

મેનાએ લંડન અને બીજાં શહેરોનો પ્રવાસ કરી આવાં ઘણાં ખાતાંઓનું બારીકાઈથી નિરીક્ષણ કર્યું. લંડનના એક બાળગૃહની એણે મુલાકાત લીધી. એ બાળગૃહમાં ૩૦૦ નવારસાં નાનાં બાળકોને પાળવામાં આવતાં હતાં. આખું ખાતું સ્વચ્છતા અને સુઘડતા દેખાડતું હતું. બાળકોને માટે દાઈઓ એમને સુઘડતા ભરેલી ટેવો શીખવતી હતી. બાળકોને માટે ડૉકટર હતો. એમનો વિકાસ થાય તેવો ખોરાક અપાતો હતો. એમને રમવા માટે રમકડાં હતાં. જોવા માટે ચિત્રો હતાં. એ સંસ્થા અત્યંત સુવ્યવસ્થા, નિયમિતતા અને આરોગ્યના સિદ્ધાંત ઉપર ચાલતી હતી. બાળકોને પ્રસન્ન રાખવામાં આવતાં હતાં.

મેનાએ વૃદ્ધ સ્ત્રીઓને માટેની સંસ્થાઓ જોઈ. એમની વૃદ્ધાવસ્થામાં એમને જરા પણ તકલીફ ન પડે એવી સુવ્યવસ્થા જોઈ. એમને ઋતુ પ્રમાણે વસ્ત્રો મળે અને એમને આરોગ્યવર્ધક ભોજન મળે એવો સુપ્રબંધ કરવામાં આવ્યો હતો. અપંગો માટેના આશ્રમમાં પણ એ જ સુવ્યવસ્થા, સુઘડતા અને નિયમિતતા જોવામાં આવી. એઓ આનંદઉલ્લાસમાં રહે એ જ રીતે કામકાજ ચલાવવામાં આવતું હતું. ઘેલા અને દીવાના માણસોની શાળાઓમાં પણ એ જ શિસ્ત અને નિયમનથી કામ લેવામાં આવતું હતું. 'સેન્ટ બર્નાર્ડ હોમ' કરીને નવારસાં બાળકોને પાળવાની સંસ્થાની વિશાળતા અને સુવ્યવસ્થાએ એને આશ્ચર્યમાં નાખી દીધી.

મેના પોતાના સમયનો બરાબર ઉપયોગ કરતી હતી. તે સારો અભ્યાસ કરી એને માટે પુષ્કળ વાંચતી હતી. વિલાયતમાં શોખીનો અને મોજમજાહ ભોગવનારને માટે ભારે સાધનો છે. પૈસા ઉડાવનારાઓને માટે તો એ અનુકૂળ પ્રદેશ છે. હિંદના ઘણા વિદ્યાર્થીઓ વિદ્યા મેળવવાને બદલે મોજશોખને માર્ગે ચઢી જાય છે. પરંતુ મેના તો પોતાની આદર્શસિદ્ધિને માટે વિલાયત ગઈ હતી. એને એકેએક

કલાકનો સદુપયોગ કરવો હતો. એને અભ્યાસ, અવલોકન, પ્રવાસ, વાચન અને મનન પ્રિય હતાં.

મેનાએ લંડનની મહાન હૉસ્પિટલો જોઈ. ત્યાં હજારો દરદીઓ-ને સુવ્યવસ્થા, સુઘડતા, સ્વચ્છતા અને સગવડો સહિત રાખવામાં આવે છે. તેમાં દરદીઓની પીડા શમાવવા માટે દવાઓ, પાટાપિંડીઓ, શસ્ત્રક્રિયાઓ, શેક, વીજળીક સાધનોનો બહોળો ઉપયોગ કરવામાં આવે છે. સૌ કામ નિયમિત અને શિસ્તબદ્ધ થાય છે. મેનાએ સ્ત્રીઓ માટેની હૉસ્પિટલોનું પણ અવલોકન કર્યું. વૈદ્યકના અભ્યાસી તરીકે એના પ્રોફેસરની ચિઠ્ઠીથી એને સર્વત્ર પ્રવેશ મળતો હતો.

વિલાયતના લોકો જ્ઞાન, વિજ્ઞાન, અર્થશાસ્ત્ર, રસાયન, યંત્રો, વિદ્યુત, કળાકૌશલ્ય, સાહસ, પરાક્રમ, મુત્સદ્દીગીરી સૌમાં જગતમાં આગેવાન દરજ્જો ભોગવે છે. લંડન શહેર આખા જગતની શરાફીનું મધ્યબિંદુ છે. આ સઘળું બ્રિટનને પોતાના બળવાન સાગરમનવારો-ના કાફલાના બળથી પ્રાપ્ત થયેલું છે. બ્રિટનના લોકોમાં મેનાએ મોટા ગુણો સાથે દુર્ગુણો પણ જોયા. એ લોકો ભારે દારૂ પીનારા છે. નાસ્તિકો પણ વધતા જાય છે. સુધરેલા ગુનાઓ પણ ઘણા થાય છે. પછાત પ્રજાઓને ચૂસીને અંગ્રેજો સમૃદ્ધ બને છે. તે લોકો જબરા સ્વાર્થી છે. પોતે બીજાઓની મહેનતમાંથી ફાયદો ઉઠાવતાં જાણે છે. બધી રીતે અંગ્રેજ પ્રજા સશક્ત, જાગ્રત અને તેજસ્વી પ્રજા છે, એ મેનાએ પોતાના અવલોકનથી જાણ્યું.

# ૬ : સ્વદેશમાં

મેના ચાર વરસ યુરોપમાં રહી. એણે બાળજન્મ, બાળઉછેર અને સ્ત્રીરોગોની સાથે વૈદકની ઊંચામાં ઊંચી પદવી મેળવી લીધી. એ પદવી મેળવ્યા પછી મેના ફ્રાન્સ, ઈટાલી, ઑસ્ટ્રિયા, જર્મની, નૉર્વે, સ્વીડન વગેરે યુરોપના દેશોમાં બે માસ પ્રવાસ કરી આવી. એને કુલ દશ હજાર રૂપિયા ખર્ચ થયો હતો. પિતાની ભેગી થયેલી સંપત્તિમાંથી એ ખર્ચ એણે ભાઇની સંમતિથી કર્યો હતો. પિતાના વીલની રૂએ પિતાની મિલકતના બન્ને સમભાગે માલિક હતાં. મેનાને પોતાની ભાભી મોડ અને તેનાં બાળકો સાથે ઘણું ગમી ગયું. ભાઈએ એને પોતાની કારકીર્દિ ઈંગ્લૅંડમાં જ જમાવવા માટે આમંત્રણ આપ્યું હતું. એના જ શહેરની હૉસ્પિટલમાં મેનાની નિમણૂક થઇ શકે તેવી સગવડ શક્ય હતી. પરંતુ મેનાના કોડ પોતાના સ્વદેશની સ્ત્રીઓની સેવા કરવાના હતા.

રમણલાલના પત્રો આવતા હતા. પ્રથમ દર મેલમાં પત્ર આવતો હતો. ચાર માસ પછી રમણલાલે પોતાનું સગપણ થયાના સમાચાર આપ્યા હતા. બે મહિના પછી પોતે બીજી વાર વિવાહ કર્યા છે તેના ખબર એણે લખ્યા હતા. પાછળથી કાગળો આવતા બંધ થયા હતા. જવાબ નહિ ફરવાથી મેનાએ પણ કાગળો લખવા બંધ કર્યા હતા. આશ્રમમાંથી નિયમિત દર માસે કાગળ આવતો હતો.

મેનાએ બહુ ઊંચી ડોકટરી પરીક્ષા પાસ કરી હતી. એને પ્રથમ થોડો અનુભવ મેળવવા માટે સરકારી નોકરીની જરૂર હોવાની સલાહ મળી. લંડનની હિંદી પ્રધાનની ઑફિસમાં એણે અરજી કરી. એને

અલ્લાહાબાદની હૉસ્પિટલમાં મદદનીશ ડૉકટરની જગ્યા મળી. એનો શરૂઆતનો પગાર રૂા. ૪૦૦) નો હતો. પરંતુ વિલાયતની ઊંચી વૈદ્યકીય પરીક્ષા પસાર કરેલી હોવાથી એના ભવિષ્ય માટે સારા સંયોગો હતા. પરંતુ મેના નોકરી કરી પૈસા, સત્તા અને આબરૂનો શોખ ધરાવતી નહોતી. એને તો સેવાભાવથી કામ કરવું હતું. એટલે અનુભવ મેળવવા પૂરતી જ નોકરી કરવા ધારણા હતી. એક વરસ સુધી એણે અલ્લાહાબાદની હૉસ્પિટલમાં આસિસ્ટંટ સર્જન તરીકે કામ કરી અનુભવ મેળવ્યો. પછી એક વરસ સુધી એક મોટી મિશનરી હૉસ્પિટલમાં કામ કર્યું. ત્યાં છ માસ સુધી હંગામી મુખ્ય ડૉકટર તરીકે આખી હૉસ્પિટલનો ચાર્જ મિસીસ મેના પાસે હતો. સરકાર તરફથી એની સરસ કામગીરી અને ઊંચી પદવીઓ જોઈને મોટો ડૉકટરી અધિકાર આપવાની માગણી થઇ, પરંતુ તેણે આભાર સાથે સ્વીકારી નહિ. એને જન્મભૂમિની સ્ત્રીઓની સેવા કરવાના મનોરથો હતા.

મહાત્માજીને મેના મળી આવી. એમની સૂચના પ્રમાણે બે વરસો સુધી હૉસ્પિટલોનો અનુભવ એણે મેળવ્યો. મોટી હૉસ્પિટલોનું તંત્ર ચલાવવું એ સહેલું કામ નથી. જાતઅનુભવ વગર એ કાર્ય આવડતું નથી. હૉસ્પિટલના અર્થશાસ્ત્રનો મેળ મેળવવો એ મુશ્કેલીનું કામ છે. હજારો વસ્તુઓની એ સંસ્થામાં જરૂર પડે છે. એનું સુયોગ્ય નિયમન, શિસ્તપાલન એ સર્વે અનુભવી લેવું પડે છે. મેનાએ એ સર્વે અનુભવ મેળવી લીધો.

એ હવે અમદાવાદ આવીને રહી. એની પાસે બે વરસનો પગાર ભેગો થયો હતો. એણે એક મોટું મકાન ભાડે લીધું. તેમાં હૉસ્પિટલનો સામાન વસાવવો શરૂ કર્યો. શરૂઆતમાં ખર્ચો ટૂંકો રાખવાના ઇરાદાથી માત્ર પાંચ બિછાનાં રાખવામાં આવ્યાં. તેમાં એક બિછાનું ગરીબોને માટે મફત રાખવામાં આવ્યું હતું. મહાત્માજીની આજ્ઞા હતી કે આ સંસ્થાએ શરૂઆતનું થોડું કરજ કર્યું હતું તે ભરપાઈ ન થાય ત્યાં સુધી બીજું કરજ કરવું નહિ. આ સંસ્થા આર્થિક સધ્ધરતા ઉપર ચલાવવી. ડૉ. મિસીસ મેના જે કાંઈ પ્રાઇવેટ

પ્રૅક્ટિસ કરીને કમાય તે સર્વે આ સંસ્થાના સંચાલન પાછળ ખર્ચવું. ધીમે ધીમે આ ઔષધાલયની પ્રગતિ કરવી. બાપુજીની સૂચનાથી એક ધનવાને હૉસ્પિટલનાં સાધનો માટે રૂા. ૨૫૦૦૦) વગર વ્યાજે ધીર્યાં. આથી ડૉ. મિસીસ મેનાના પગમાં જોર આવ્યું. એણે જોઈતાં સાધનો મંગાવ્યાં. કમ્પાઉન્ડર અને નર્સ રાખી લીધાં. પોતાના માટે કન્સલ્ટીંગ રૂમ, ડિસ્પેન્સરી વગેરે રાખ્યાં. શરૂઆતમાં સ્ત્રી પુરુષો સૌ દરદીઓને માટે સગવડ હતી. પરંતુ પાછળથી માત્ર સ્ત્રીઓ માટે જ સર્વે સગવડો વિસ્તારવાની ઇચ્છા હતી.

અમદાવાદના પ્રખ્યાત રસ્તા ઉપર ડૉ. મિસીસ મેનાનો કન્સલ્ટીંગ રૂમ અને હૉસ્પિટલ આવેલાં હતાં. મેના વ્યવસ્થા અને ચિકિત્સા બંને ઉપર સંપૂર્ણ ધ્યાન આપતી હતી. પોતાની અંગત દેખરેખ વગર કોઈ કામ સારું થતું નથી, એ વાત એ સારી રીતે જાણતી હતી. મેના માણસો પાસે કામ લેવાની યુક્તિઓ જાણતી હતી. પોતે સાથે કામે લાગવાથી દરેક જણ સરસ કામકાજ કરતું હતું. સ્વચ્છતા સુઘડતા એ હૉસ્પિટલનું ભૂષણ છે, એ વાત મેના સારી રીતે પોતાના હાથ નીચેના માણસોના મગજમાં ઠસાવતી હતી. મેનાના રસ્તામાં અનેક પ્રલોભનો આવતાં હતાં, પરંતુ એ પોતાના નક્કી કરેલા માર્ગથી પણ ચલાયમાન થતી નહોતી.

રમણલાલ હૉસ્પિટલમાં મળવા આવ્યા. મેનાએ સાંજે એમને ચા માટે નોતર્યા હતા. એણે એક આર્ય સ્ત્રીને છાજે એવી રીતે પતિને આવકાર આપ્યો. ૭ વરસે એ પતિને મળી હતી. એણે બહુ જ પ્રેમથી પતિની સાથે વાતચીત કરી. સૌના કુશળસમાચાર પૂછ્યા. પતિને કુશળ જોઈ તે ખુશી થઈ.

"કહો, માતુશ્રી કેમ છે? એમને એક દિવસ અહીં ન લાવો? હું એમને ભૂલી નથી."

"માતુશ્રીની તબિયત આગળ જેવી સારી રહેતી નથી. છતાં ઘરનું કામકાજ તો એ જ કરે છે. હું તેમને કહીશ."

"પિતાશ્રી કેમ છે? હવે નિવૃત્ત થયા કે કેમ?"

"પિતાશ્રી કદી ઉપાધિ મૂકે તેમ છે? તબિયત પણ સારી રહે છે."

"માધુભાઇ કેમ છે? એઓ તો હવે ઘરના સુકાની થયા હશે?"

"માધુભાઇએ અમદાવાદમાં સારી પ્રતિષ્ઠા મેળવી છે. બીજી એક મિલ તેમણે બનાવી છે. એની વ્યવસ્થા માધુભાઇ કરે છે. જૂની મિલનું કામ મને સોંપ્યું છે. અલબત્ત સામાન્ય દેખરેખ એમની છે."

"લલિતાભાભી અને બાળકો?"

"લલિતાભાભી હવે ઘરના જુદા ભાગમાં રહે છે. પરંતુ માતુશ્રીથી અલગ રહ્યાં છતાં એવી જ મીઠી છાંયડી છે. લલિતાભાભીની મોટી દીકરી સરલા તો પરણી પણ ગઇ છે. એને બાળક આવવાનું છે. શરદ મૅટ્રિક પાસ થયો છે. મધુરી આવતી સાલ મૅટ્રિકની પરીક્ષામાં બેસશે. વિનોદ હજી તદ્દન નાનો છે."

"ધનવંતભાઈ અને માલતીબહેન? એમને શું બાળકો છે?"

"તેઓ પણ જુદાં રહે છે. ધનવંતભાઈ તો લહેરીલાલા છે. એમને એક પુત્ર અને પુત્રી છે."

"હવે મારી નાની બહેનના સમાચાર આપો."

"કોણ કાન્તાના? તમે જાતે પૂછજો."

"ખુશીથી પૂછીશ. પણ મને 'તમે' કહીને સંબોધો નહિ. હું તમારી પત્ની છું, એ હક્ક કોઇ દિવસે હું જતો કરીશ નહિ. મારી નાની બહેનને શું બાળકો છે?

"મોટો પ્રસાદ ત્રણ વરસનો છે. સુભગા એક વરસની છે."

"મારે બાળકોને અને કાન્તાને મળવું છે."

"માતુશ્રીની સાથે આવશે. હું સૌને તેડી લાવીશ."

"પિતાશ્રીના મારે માટે કેવા વિચારો છે?"

"એઓ કાંઈ બોલતા નથી. પરંતુ એમનું ધર્મઝનૂન હજી પણ જાગ્રત છે."

"તમે કેમ છો? શરીરે અને મને?"

"શરીરે તો ઠીક છું. પણ મનથી કેમ છે તે કહીશ નહિ."

"કાન્તાબહેન ભણેલાં છે? વાચનનો શોખ છે?"

"હા. મેટ્રિક થઈ છે. કાંઈ વાચનનો શોખ તો દેખાતો નથી."

"સ્વભાવે કેમ છે? માતુશ્રીની આમન્યા રાખે છે?"

"એ સર્વે અનુભવથી સમજાશે. હું આ તકે કાંઇ બોલીશ નહિ. તું તારી બહેનની પરીક્ષા કરજે."

"વારુ, હવે ઘરના સમાચાર પૂછી લીધા. આર્થિક સ્થિતિ તો અનુકૂળ છે ને?"

"માધુભાઇની વ્યવસ્થા હોય તો પછી કોઈ આર્થિક તકલીફ આવે નહિ."

"જુઓ, દિવસે તો હું હૉસ્પિટલના કામમાં બરાબર લાગેલી રહું છું. તમારે પણ મિલનું કામ હશે. પરંતુ સાંજના સંધ્યા પછી હું તમારી સોબતની આશા રાખીશ. આપણે ચા દરરોજ સાથે પીવી એવી મારી ઇચ્છા છે."

"દરરોજ નહિ આવી શકું. પરંતુ એકાંતરે જરૂર આવીશ. મને પણ તારી સોબત ગમે છે. તારું શરીર જોઇ તંદુરસ્તી સારી છે એમ લાગે છે. વિલાયતમાં તબિયત કેમ રહેતી હતી?"

"તમે જાણો છો કે હું મિતાહારી છું. વિલાયતમાં પણ મિતાહાર અને નિયમિત આહારવિહાર હતા. આથી હું માંદી પડી નથી. યોગ્ય કસરત, યોગ્ય ખોરાક અને સાત્ત્વિક વૃત્તિ એ સારી તબિયતના ત્રણ મુખ્ય રસ્તા છે."

"તારું કામ કેમ ચાલે છે?"

"હજી તો શરૂઆત છે. હૉસ્પિટલની સ્થાપના કરાઇ છે. પરંતુ પાયા ઉપર મજબૂત ઇમારત કરતાં સમય લાગશે."

"તારે પૈસાની જરૂર હોય તો કહેજે. હવે મારા હાથમાં છૂટ સારી રહે છે."

"આભાર. પરંતુ મેં કપડું જોઇને જ વેતરવા જેટલી વ્યવસ્થા રાખી છે. એટલે ધીમે પણ ગજું જોઈ વિકાસ કરવાની યોજના રાખી છે. એટલે કંઈ મદદની જરૂર રહેશે નહિ. છતાં જરૂર પડયે તમે કયાં દૂર છો ?"

"હૉસ્પિટલ માટે સર્વ સામાન આવી ગયો ? હું કોઇ સામાન ભેટ આપી શકું નહિ ?"

"હમણાં દરેક ચીજ મંગાવી લીધી છે. જરૂર પડયે હું કહીશ. એ માટે પાછળથી જેટલી મદદ કરશો તેટલી અનુકૂળ આવશે."

"તારી પ્રેકટિસ કેમ ચાલે છે ?"

"શરૂઆતને માટે ખરાબ નથી. મને એને માટે કંઇ શક નથી. પ્રેકટિસ સારી જ ચાલશે."

"તું જ્ઞાતિબહાર છે. સાધારણ પ્રાયશ્ચિત્ત કરે તો જ્ઞાતિમાં દાખલ થઈ જાય."

"મેં વિલાયતમાં રહીને પણ માંસાહાર કર્યો નથી. ત્યાં પણ હવે વનસ્પતિ આહારીઓને માટે સગવડો છે. મને માંસ પ્રત્યે ઘૃણા છે. બાકી પ્રાયશ્ચિત્ત કરવા જેવું મેં કાંઈ વિલાયતમાં મન, વચન કે કર્મથી કર્યું નથી. એટલે એ ખટપટમાં નહિ પડવું એ જ સારું છે."

"પણ પ્રાયશ્ચિત્ત કરવામાં નુકસાન શું છે ?"

"પ્રથમ તો જરૂર નથી. બીજું પાપ હોય તો જ પ્રાયશ્ચિત્ત હોય. ત્રીજું બાપુજીની આજ્ઞા નથી. ચોથું મારે જ્ઞાતિની કડાકૂટમાં પડવું નથી. મારી સ્વતંત્રતા કુંઠિત થાય."

"વારુ, હવે ઘણી વાતો કરી. તારો સંદેશો માતુશ્રીને પહોંચાડવો છે. રવિવારે રાત્રિનાં અમે કદાચ આવીશું. પણ એક વખત તું ઘેર ન આવે ?"

"વડીલના હૃદયને આઘાત પહોંચાડીને હું આવવા માગતી નથી."

"માતુશ્રીને સમજાવી એ પ્રતિબંધ દૂર કરાવી શકીશ એમ હું આશા રાખું છું."

"એમાં ઉતાવળ કરશો નહિ, સમય પોતાનું કામ કરે છે."

'રવિવારે માતુશ્રી અને કાન્તાને તેડીને રમણલાલ આવ્યા.

ડૉ. મેનાએ સૌને માન આપ્યું. આખી હૉસ્પિટલ ફરીને બતાવી. એમનું સન્માન કર્યું, કંઇ ખાવાપીવાનું તો એ લોકો જ્ઞાતિબંધનને લીધે સ્વીકારે એમ હતું નહિ. માતુશ્રીનો સ્નેહ એવો ને એવો હતો.

"વહુ! તું તો હવે મોટી ડૉક્ટર થઈ છે."

"માતુશ્રી! તમારા આશીર્વાદથી બધું બન્યું છે."

"અમને ભૂલી તો નથી ગઇ ને?"

"એમને અને તમને આ ખોળિયામાં પ્રાણ છે ત્યાં સુધી નહિ ભૂલું."

સાસુ વહુએ ઘણી વાતો કરી. કાન્તાને પણ ડૉક્ટર સાથે થોડી વાતો થઈ, પરંતુ ડૉક્ટરના હૃદય ઉપર એનો પ્રભાવ પડ્યો નહિ. કાન્તા કાંઇક અતડી લાગી. એનામાં મળતાવડો કે વહાલસોયો સ્વભાવ દેખાયો નહિ. ડૉક્ટરે બન્ને બાળકોને પ્રેમથી તેડીને એમને રમાડ્યાં. આગ્રહ કરીને એ નાના સોનાના અલંકારો એમને પહેરાવી દીધા. સૌ પાછાં પોતાને ઘેર ગયાં.

ડૉ. મેનાની પ્રેકટિસ ધીમી શરૂ થઇ. છતાં બીજા ડૉક્ટરો એની ઊંચી ડિગ્રી અને વૈદ્યકમાં હોશિયારી જાણતા હતા. શરતનો ઘોડો જેમ પ્રખ્યાત હોય છે. તેમ ડૉક્ટરોમાં પણ વિલાયત પાસ થઇ ઊંચી ડિગ્રી મેળવી આવેલા ડૉક્ટર ખૂબ પ્રખ્યાત પોતાની મેળે થાય છે. ડોક્ટરોના મંડળની ડો. મેના સભ્ય થઇ. ડોક્ટરોના મંડળ પાસે એણે એકબે શાસ્ત્રીય ભાષણો આપ્યાં. વગવાળા ડોક્ટરોને પોતાની હૉસ્પિટલના વિઝિટરો તરીકે નીમ્યા. ડો. મેના ખૂબ મળતાવડી હતી. એટલે એની સાથે સ્ત્રીઓના કેસોમાં બીજા ડોક્ટરો એની સલાહ લેવા લાગ્યા. એની વિઝિટ ફી આઠ રૂપિયા જેટલી હોવા છતાં ધીમેધીમે એને ઘણી વિઝિટો માટે આમંત્રણો મળવા લાગ્યાં. એની પ્રેકટિસ પહેલે માસે માત્ર રૂા. ૧૫૦) જેટલી થઈ હતી. હૉસ્પિટલનું ખર્ચ પણ નીકળ્યું નહોતું. છમાસમાં જ એ પ્રેકટિસ ૨૫૦૦) જેટલી થઇ. હવે હૉસ્પિટલનું ખર્ચ નભી રહેતું હતું. ડો. મેના દર માસની પહેલી તારીખે સાબરમતી આશ્રમમાં મહાત્માજી અને સ્નેહીઓને મળવા જઈ આવતી હતી.

# ૭ : હૉસ્પિટલ

ડૉ. મિસીસ મેનાની પ્રેકટિસ વધતી ચાલી હતી. છ માસ પછી એણે હૉસ્પિટલમાં પાંચને બદલે સાત બિછાનાં કર્યાં હતાં. તે સર્વે ભરાઈ જતાં હતાં. એણે હવે પુરુષદર્દીઓને લેવા બંધ કર્યા. સુવાવડના પુષ્કળ કેસો આવવા લાગ્યા. એકને બદલે હવે બે નર્સો રાખવી પડી. હૉસ્પિટલનું કામ ધીમેથી પણ નિશ્ચિન્તપણે આગળ વધતું હતું. એ કામની પાછળ ધગશ, ઉત્સાહ અને મનોબળ હતાં. વ્યવસ્થિત રીતે એનો વિકાસ થયા કરે તે માટેની કાળજી હતી. જે મિશનરી સ્પિરિટ (સેવાની ઊંડી ધગશ) અને યુરોપિયન પદ્ધતિનો વિકાસ એને જોઈતો હતો, તે ડૉ. મિસીસ મેનાએ અનુકૂળ પ્રમાણમાં આ હૉસ્પિટલને આપ્યો. હૉસ્પિટલ માટે સેવાભાવી, સંતોષી અને પોતાના સ્વાર્થ જેટલો જ હૉસ્પિટલના સ્વાર્થને ઇચ્છનાર કાર્યકર્તાઓ પ્રયોજકે ચૂંટી ચૂંટીને ભેગા કર્યા હતા.

હૉસ્પિટલ હજી બાલ્યાવસ્થામાં હતી. પાછળથી એને માટે સ્વતંત્ર વિશાળ જમીન જોઈશે એ પણ નક્કી હતું. ડૉ. મેના એને માટે અત્યારથી જ તજવીજો કરી રહ્યાં હતાં. હૉસ્પિટલનો મંત્ર આશા, ઉત્સાહ ને સેવાનો હતો, પરંતુ હૉસ્પિટલે પોતાનું અસ્તિત્વ પોતાના પગો ઉપર ઊભીને ટકાવી રાખવાનું હતું, એને પરાવલંબી થવું પરવડે એમ નહોતું. આથી ગરીબોને માટે ઘણી લાગણી હોવા છતાં પણ આ ખાતાનો લાભ પૈસાદારોની પેદાશમાંથી મળવાનો હતો.

ડૉ. મેનાને આપણી સ્ત્રીઓના નાજુક બાંધા અને આરોગ્યની દૃષ્ટિએ બહુ નબળાં શરીરોને માટે ઘણું લાગતું હતું. એનો આદર્શ

પોતાની વ્યક્તિગત સેવાઓનો એ લક્ષ્ય તરફ વિકાસ કરી એમાંથી પેદા થયેલી સમષ્ટિગત સેવાઓ દ્વારા પ્રગતિ કરવાનો હતો. તેમાં હૉસ્પિટલ એ એક સાધન હતું. સ્ત્રીઓને મુખ્યત્વે કુદરતના ધોરણ મુજબ આહારવિહારના કાયદાઓનું જ્ઞાન આપવાની ડૉ. મેનાની ઇચ્છા હતી. દવાઓ અને બીજા વિજાતીય પદાર્થોને બદલે કસરત, સૂર્યતાપ, પવનસ્નાન, જલસ્નાનો અને સંયમિત આહારવિહાર વિશેષ ઉપયોગી હોવાની ડૉ. મેનાની માન્યતા હતી. આ માટે એમને આ હૉસ્પિટલ માત્ર દવાઓ, ઔષધો અને ઓસડિયાંથી આરોગ્ય સુધારે તેને બદલે આહારવિહારના સુધારાથી, યોગ્ય કસરતોથી અને શુદ્ધ જીવનથી પોતાનું આરોગ્ય સુધારે એ વધારે ઇષ્ટ હતું. આથી હૉસ્પિટલનો વિકાસ કરીને એને આરોગ્યધામ બનાવવાની એની ઇચ્છા હતી.

સ્ત્રીઓ ઉપર સારાં તંદુરસ્ત બાળકો ઉત્પન્ન કરવાની જવાબદારી છે. માતા પોતે તંદુરસ્ત હોય તો જ તંદુરસ્ત બાળકો ઉત્પન્ન કરી શકે. રોગી બાળા રોગી બાળકોને જ ઉત્પન્ન કરે છે. આપણામાં ભયંકર બાળમરણપ્રમાણ છે. આ મરણપ્રમાણ ઘટાડવું હોય તો આપણે આપણી સ્ત્રીઓને તંદુરસ્તી અને સુખશાંતિના નિયમો શીખવવા જ પડશે. યુરોપની સરકારોએ પોતાની પ્રજાનાં બાળકોને પોતાની ખરી કીમતી મિલકત ગણે છે. તેઓ પોતાની પ્રજાની સ્ત્રીઓમાં સુખશાંતિ અને આરોગ્યનું જ્ઞાન વધારે છે. યુરોપમાં મહારાજ્યો બ્રિટિશ, ફ્રાન્સ, જર્મની, બેલ્જિયમ વગેરે દેશોની સ્ત્રીઓમાં મરણપ્રમાણ ભયંકર હતું. બાળમરણપ્રમાણ પણ ઘણું મોટું હતું. હિંદમાં હમણાં છે તે કરતાં કંઈ ઓછું તો નહોતું. પરંતુ છેલ્લાં એકસો વરસો થયાં આ રાજ્યોએ પ્રજાઓમાં સુખશાંતિનું અને નૈસર્ગિક જીવનનું જ્ઞાન વધાર્યું છે.

સ્ત્રીઓને આરોગ્યમય જીવન ગાળવાના કાયદાઓનું એવું વ્યાપક અને ઊંડું જ્ઞાન આપ્યું કે હવે આરોગ્યમય શુદ્ધ જીવન જીવવાની સ્ત્રીઓને તાલીમ મળી ગઈ છે.

આપણે ત્યાં આર્થિક રીતે સુખી એવો વર્ગ છે. એમની સ્ત્રીઓને સારું ખાવાનું, વાહનો અને ખુલ્લાં હવાપાણીવાળાં મકાનો

રહેવા મળે છે. એ વર્ગને પુષ્કળ સરસ સાધનો સહજ પ્રાપ્ત છે. એટલે એઓ રોગમુક્ત હશે એમ કેટલાક ઉતાવળો અભિપ્રાય બાંધવા લલચાશે. સારા ડૉકટરો, નર્સો, ઊંચી દવાઓ—એ સર્વે હોવા છતાં આ ધનવાન વર્ગની સ્ત્રીઓ રોગમુક્ત નથી. ગરીબાઈ રોગોનું કારણ નથી. પરંતુ ખોટી પદ્ધતિની રહેણીકરણી જ શરીરરૂપી મંદિરમાં રોગરૂપી રાક્ષસને દાખલ કરાવે છે. એને માટે શુદ્ધ, સંયમી અને મહેનતુ જીવનની જરૂર છે. એ જીવન જિવાય તો જ જીવવાની મોજ મેળવી શકાય. આરોગ્યમય જીવનમાં સર્વે વસ્તુઓના ભોગને ઇન્દ્રિયો ભોગવી શકે છે. ગરીબોની સ્ત્રીઓ પેઠે ધનવાન સ્ત્રીઓ પણ પોતાના રોગો છુપાવી રાખે છે. કાંઈક સહન કરી લેવાની ટેવ હોય છે, કાંઈક ઉદાર વિશાળ દૃષ્ટિનો અભાવ છે. ઘણી વખત નિભાવી લેવાનો સ્વભાવ છે. કર્મમાં લખ્યું હોય તે જ થાય છે, એવી ભૂલભરેલી માન્યતાથી પ્રયત્નો કરવા તરફ અભાવ છે. આથી ધનવાન સ્ત્રી-ઓમાં રોગો ઘટતા નથી. આ સિવાય એમનું મોજીલું જીવન રોગોને ઉત્તેજન આપે છે.

આપણી સ્ત્રીઓ અને પુરુષો સહેલાઈથી આરોગ્ય પ્રાપ્ત કર-વાની ઇચ્છા રાખે છે. એમના માનસનું વલણ બંધાઈ ગયું છે. ડૉકટરની દવાઓમાં, અને ઇન્જેકશનોમાં ઘણી વધારેપડતી શ્રદ્ધા બેસી ગઈ છે. ડૉકટરો અને તેમની દવાઓ અને તેમની સોયો ઉપયોગી છે. પરંતુ મોટા ભાગના રોગો પોતાના જીવનની રૂઢિઓ સુધારવાથી સુધરી શકે છે, એવું જ્ઞાન અને શ્રદ્ધા આપણા લોકો ધરાવતા નથી. નૈસર્ગિક જીવનપદ્ધતિ જેમાં યુક્ત આહારવિહાર હોય છે, તે પ્રમાણે વર્તવાથી રોગો થતા જ નથી, અથવા ઓછા થાય છે. હિંદનો સૌથી મહારોગ મૅલેરિયા છે. દર વરસે કરોડો મનુષ્યો એમાં સપડાય છે. પરંતુ શુદ્ધ નૈસર્ગિક જીવન અને યુક્ત આહારવિહાર રાખનારના શરીરનું લોહી આ ભયંકર રોગની પણ સામે થઈ શકે છે. આ માટે સૌથી પ્રથમ આરોગ્યનું જ્ઞાન ધરાવવાની સ્ત્રીઓને માટે આવશ્યકતા છે. ડૉ. મેના આપણી સ્ત્રીઓને એ માર્ગે પ્રેરવા મથતી હતી.

મિલમાલિક રંગીલદાસને ઘેર બે મિલો હતી. ગર્ભશ્રીમંત

હતા. એમની સ્ત્રી ધનકુંવરબાઇ સંસ્કારી, દયાળુ અને પરમાર્થી હતી. પરંતુ એને શરીરે સુખ નહોતું. એનું શરીર ફૂલી ગયું હતું. રસોઇયા રસોઈ કરે, નોકરો ગૃહકાર્ય કરે, હાંકનારા ગાડી અને મોટરો હાંકે, માળીઓ બગીચો સાચવે, ત્યારે શેઠાણીને શું કરવાનું હોય ? એમને બહાર ફરવા જવાનો કંટાળો હતો. આખો દિવસ એદીની માફક પડ્યાં રહે અથવા કોઈની સાથે ગંજીફાની રમત રમે. સારુંસારું ખાવાનું મળે, પરંતુ એ ખાવાનું પચાવવા મહેનત બિલકુલ નહોતી. આથી શરીર ખૂબ વધી થયું હતું. શેઠાણી ધનકુંવર હજી પચીસ વરસનાં હતાં. યુવાન, ખૂબસૂરત, બોલવે મીઠાં હતાં, છતાં એમનાથી પોતાની મોટી હવેલીનો પહેલો માળ પણ ચડાય તેમ નહોતું. એઓ પોતાની હવેલીમાં લિફ્ટ નંખાવવા પતિને કહેતાં હતાં. એમને બંધકોશનું દર્દ હતું. જુલાબ લીધા વગર શેઠાણી ધનકુંવરને દસ્ત સાફ આવે જ નહિ. એઓ ડોકટરોની દવાઓના બાટલા અને ઇન્જેકશનોની સોયોનાં સરસ અનુભવી હતાં.

વિલાયતથી મોટી ડૉકટરી પરીક્ષાની ડિગ્રી મેળવીને ડૉ. મેના આવ્યાં છે એમ ધનકુંવરબાઇએ સાંભળ્યું. ડૉકટર એટલે જીવનનો સ્તંભ. એ નવા મોટા ડૉકટરની દવાઓ ખાસ પૈસાદારને માટે નિર્માણ થઈ છે. ધનકુંવરબાઇએ ડૉ. મેનાની ચિકિત્સાનો લાભ લેવા વિચાર કર્યો. એ ચિકિત્સાને કસોટી ઉપર ચડાવવાની એમની ઇચ્છાનું એક ખાસ કારણ હતું. રંગીલદાસ શેઠની પત્નીને મિલોનો ભવિષ્યનો માલિક પોતાને ઉદરે અવતરેલો જોવો હતો. પુરુષ ડૉકટરને બધી વાતો ન કરાય. પણ સ્ત્રી ડૉકટરને જરૂર કહી શકાય.

ડૉ. મેનાને ફી આપવામાં આવી. એમણે ધનકુંવરબાઈનું ૨૫૦ રતલના મોટા કપાસની ગાંસડી જેવું ફૂલેલું શરીર જોયું. આ સ્ત્રીને પૂરતી મહેનત નથી, ખાવાપીવાનું ઘણું જ સરસ છે. એથી એનું શરીર ફૂલ્યું જાય છે. ડૉ. મેનાએ એને જાતે જ હોસ્પિટલમાં દવા લેવા આવવા સમજાવી.

"તમે પોતે દવા લેવા હૉસ્પિટલમાં આવો. બહુ દૂર નથી. સહેજે ચાલી શકશો."

"નહિ ડૉક્ટર, મારાથી એક ડગલું પણ ચલાતું નથી. હાંફી જાઉં છું.'

"વારુ, તમે મોટરમાં બેસીને આવજો. હું સરસ ચિકિત્સા કરીશ. નાહ્યા વગર આવજો."

ધનકુંવરબાઈ બીજે દિવસે હૉસ્પિટલમાં આવ્યાં. ડૉક્ટરની આજ્ઞાથી એક નર્સે એમને શરીરે સરસિયા તેલમાં કપૂર નાખી હળવે હાથે ખૂબ માલિસ કર્યું. પછી એમને બાથરૂમમાં—નાવણિયામાં લઇ જઈ સરસ રીતે ગરમ પાણીથી સ્નાન કરાવ્યું. પછી એ જ નર્સે ધનકુંવરબાઈનું શરીર ટુવાલથી સારી રીતે ઘસીને સાફ કર્યું. જે કામ ધનકુંવરબાઇ પા કલાકમાં પતાવતાં તે કામ બે કલાક સુધી ચાલ્યું. પહેલે જ દિવસે એમને પોતાનું શરીર હળવું લાગ્યું. ધનકુંવરબાઇને નર્સે હાથ ઝાલી હૉસ્પિટલના મોટા આંગણામાં ધીમે પગલે એક આંટો ફેરવ્યો. દવાની શ્રદ્ધાવાળી શેઠાણીને નામને ખાતર દવાની શીશી ભરી આપી. પરંતુ તેમાં સોડાનું પાણી જ હતું.

બીજે દિવસે પણ એ જ ક્રમ રહ્યો. પરંતુ હવે વિશાળ આંગણામાં બે આંટા પગે ચાલીને ફેરવ્યા. દરરોજ એક આંટો વધારવા માંડ્યો. માલિશનો સમય પણ વધાર્યો. હળવે હાથે માલિશને બદલે સહેજ ખમાય એટલું કઠોર માલિસ કરાવવા માંડયું. પંદર દિવસ વહી ગયા.

"ડૉકટર મને તો ઘણું સારું છે, ભૂખ લાગે છે, નિદ્રા પણ આવે છે, શરીર પણ હળવું લાગે છે."

"ઘણી સારી વાત છે, તમને દવા લાગુ પડી છે. છ માસ સુધી દવા લેશો તો તમારી મનઃકામના પૂરી થશે."

"આરામ થઈ જતો હોય તો દવા લેવાની મારી ક્યાં ના છે?"

"એક કામ કરશો? જ્યાં સુધી ચિકિત્સા ચાલુ છે, ત્યાં સુધી ઘી માત્ર નહિજેવું ખાજો, મીઠાઈ પણ હમેશ કરતાં ઓછી ખાવી, છાશ વધારે પીવી, શાકભાજી વધારે ખાવાં."

"એ તો મારાથી ન બને. મીઠાઈ વગર તો મારા મોંમાં કોળિયો ઊતરે જ નહિ. ભાજીનું શાક તો ગરીબોનું શાક છે. એ શા માટે ખાઉં? છાશથી તો મને શરદી થાય છે."

"બહેન, તમે દવા માટે આ વસ્તુઓ ખાઓ. એ ચિકિત્સાનું અંગ છે. ડૉકટરની સલાહ પણ માનો. તમને વધુ ફાયદો થાશે. માત્ર શરૂઆત થોડી થોડી કરો. ધીમે ધીમે મીઠાઈ ખાવી છોડી દો. સારું થાય પછી પેટ ભરીને ખાજો."

"તમે કહો છો તો તેમ કરીશ, પણ હમેશને માટે નહિ; બેત્રણ મહિના ભલે હું તેમ કરીશ."

"કાલથી નોકરને લઇને પગે ચાલીને આવજો. ચિકિત્સા માટે એ જરૂરનું છે. થોડા દિવસ માટે એમ કરવું પડશે."

"ભલે ડૉકટર, તમે કહો છો તો પગે ચાલીને આવીશ. હવે તો હું ચાલી શકું છું."

ડૉકટરે એક માસ ચિકિત્સા ચાલુ રાખી. નર્સ ધનકુંવરબાઇને થોડુંથોડું દોડાવવા લાગી. પહેલાં તો જરા કષ્ટ થયું, પરંતુ પછી આરામ જણાયો. બે મહિનામાં તો ધનકુંવરબાઈ નર્સની મદદ વગર દોડી શકતાં હતાં. ધીમે ધીમે એમને ડમ્બેલ્સની કસરત ઉપર નર્સે મૂકયાં. ડૉકટરની દવાથી ફાયદો થવાનું ધનકુંવરબાઇ માનતાં હતાં; છતાં ધીમે ધીમે કસરતને માર્ગે ચડતાં હતાં. ડમ્બેલ્સ પછી વજન ઉપાડવાનું આવ્યું. એ પણ ધીમે ધીમે ચાલુ થઈ ગયું. ડૉ. મેનાએ ધનકુંવરબાઇને એક દિવસ ઘંટી દળવા બેસાડ્યાં. ધનકુંવરે ના પાડી.

"એ તો હું નહિ દળું. મારી દળે આ..." કહીને અંગૂઠો બતાવ્યો.

"આ તો તમારા શરીરની સુખાકારી માટે છે. કયાં નોકરીને માટે છે? જુઓ, તમને કેટલો બધો ફાયદો થયો છે? ગઈ કાલે તમે પાંચ વાર સીડી ઝડપથી ચઢી અને ઊતરી ગયાં હતાં. પહેલાં તમે એકેય પગલું માંડી શકતાં હતાં?"

"પણ ડૉકટર હું સુકાઇ ગઈ છું તેથી નુકસાન તો નથી ને? કાલે વજન કરાવ્યું તો ૧૯૦ પૌંડ થયું. ત્રણ માસમાં સાઠ રતલ ખોયું."

"તમારા શરીરમાં ચરબી વધારે પ્રમાણમાં હતી, તેથી જ તમને રોગો થતા હતા. તમારું શરીર નીરોગી થતું જાય છે. આપણા ગૃહસંસારમાં ઘંટીએ દળવું એ સરસમાં સરસ કસરત છે. ગામડાં-

એમાં કૂવે પાણી ભરવા જાય છે, તે પણ શ્રેષ્ઠ કસરત છે. ડમ્બેલ્સ વગેરેની કસરતો કાંઈ હિસાબમાં નથી."

ધનકુંવરબાઈને ઘંટીએ બેસાડ્યાં. ડૉકટરના હુકમથી માત્ર ત્રણ મિનિટ ઘંટી ફેરવવા દીધી. દરરોજ એક મિનિટ વધારતાં જાય. બીજા ત્રણ માસમાં ધનકુંવરબાઈ ૧૫૦ રતલ ઉપર આવી ગયાં. એમના શરીરમાંથી ખોટી ચરબી નીકળી ગઈ. એઓ એક કલાક સુધી હવે ઘંટી ફેરવતાં હતાં. દરરોજ બે પવાલી અનાજ દળી શકતાં હતાં. શરીરમાં સ્ફૂર્તિ ને કામ કરવાની ધગશ આવ્યાં હતાં.

ડૉ. મેનાની મીઠી સમજાવટથી ધનકુંવરબાઈ કુદરતી આહાર-વિહાર ઉપર આવી ગયાં. મીઠાઈનો ઉપયોગ થોડો કરવા લાગ્યાં. ઘી પણ થોડું લેવા લાગ્યાં. શાકભાજી વિશેષ પ્રમાણમાં લેતાં હતાં. ટમેટાં, દ્રાક્ષ, નારંગી, મોસંબી, પીચીઝ, પપૈયાં, કેળાં વગેરે ફળો વધારે પ્રમાણમાં લેવા માંડ્યાં. એમને ડૉ. મેનાની ચિકિત્સાએ રસોઈ કરતાં શીખવી, ઘંટીએ દળતાં શીખવ્યું, ઘરના કામ ઉપર પ્રેમ ઉપજાવ્યો, બહાર ખુલ્લી હવામાં ફરવાનું શીખવ્યું અને અમૃત જેવા ગુણોવાળી છાશ પીતાં પણ શીખવ્યું. પછી તો ધનકુંવરબાઈને સારાં સારાં પુસ્તકો વાંચવાની રસિયણ પણ ડૉ. મેનાએ બનાવી. આ સ્ત્રીના હૃદયમાં ઉત્તમ ગુણો છે. એ મારા સેવાના કામમાં સરસ સહકાર આપશે એવી ખાતરી એને થઈ. ધનકુંવર એની મિત્ર બની ગઈ. ડૉકટરના સેવાના કામમાં રસ લેવા લાગી. બીજી સન્નારીઓને પણ પોતાની સાથે લાવવા લાગી. ડૉકટરને માત્ર એક દર્દી નહોતો મળ્યો પરંતુ કાર્યકર્તા મળી હતી.

ત્રીજે વરસે ડૉ. મેના ધનકુંવરબાઈને ત્યાં પારણું બંધાયું તેના ઉત્સવપ્રસંગમાં ભાગ લેવા ગયાં હતાં.

ડૉ. મેનાની પ્રેકિટસ વધી હતી. હૉસ્પિટલ ત્રીજે વરસે ૨૫ બિછાનાં જેટલો વિકાસ સાધી શકી. આમાં ૧૨ બિછાનાં ગરીબોને માટે અલગ રાખ્યાં હતાં. ડૉ. મેના પોતાના સમયમાંથી ત્રણ કલાક ગરીબ સ્ત્રીઓને આપતી હતી. બાકીના સમયમાં હૉસ્પિટલ ચલાવવા માટે પૈસા કમાતી હતી.

# ૮ : સ્ત્રીસમાજ

ડૉ. મેનાની હૉસ્પિટલનો વિકાસ થતો ગયો. એની સેવા જોઇને ધનવાન લોકો એ સંસ્થાને મદદ આપતા ગયા. ડૉ. મેનાએ સરકારી મદદ માગી નહિ. બાપુજીની આજ્ઞા વગર એનાથી ગ્રાન્ટ માટે અરજી થઇ શકે નહિ. પરંતુ અમદાવાદની ધનવાન પ્રજાએ આ હૉસ્પિટલની પ્રજાજનોની સુંદર સેવા જોઈ એને આર્થિક સહકાર આપવા માંડ્યો. ધીમે ધીમે એ વરસની મુદતમાં દર્દીઓનાં બિછાનાં વધવા લાગ્યાં હતાં. ૪૦ બિછાનાંઓ થઈ ગયાં હતાં, જગ્યાની સંકડાશ હોવાથી હવે એમાં વધારે સમાવેશ થઈ શકે તેમ નહોતું. ડૉ. મેનાએ અમદાવાદના એક પરામાં વિશાળ જગ્યા મેળવી હતી. કૉન્ગ્રેસના નેતાઓના વહીવટમાં અમદાવાદ મ્યુનિસિપાલિટી હતી. આ હૉસ્પિટલના કામ ઉપર કૉન્ગ્રેસના વડીલોની દેખરેખ અને મીઠી નજર હતી. હૉસ્પિટલ માટે વિશાળ જમીન મ્યુનિસિપાલિટી તરફથી મળી ગઈ. મ્યુનિસિપલ ગ્રાન્ટની પણ સારી રકમ મંજૂર થઈ ગઈ. વીસ બિછાનાંઓ ગરીબોને માટે રાખવામાં આવ્યાં. આ હૉસ્પિટલ માત્ર સ્ત્રીઓની જ ચિકિત્સા માટે ખાસ નિર્માણ થઈ.

હૉસ્પિટલનું મકાન બાંધવા માટે મોટું ફંડ ખોલવામાં આવ્યું. ત્રણ વરસની એની સેવાથી લોકોને સંતોષ થયો હતો. મોટા પ્રમાણમાં ગૂજરાતના ધનવાન વર્ગે આ કાર્યમાં સારો સહકાર આપ્યો. વૉર્ડો જુદાજુદા નામથી બંધાવા લાગ્યા; ઑપરેશનો માટેનું મોટું થિયેટર એટલે શસ્ત્રક્રિયાનો ઓરડો બંધાયો. છેલ્લામાં છેલ્લી ઢબનાં શસ્ત્રો મંગાવવામાં આવ્યાં. ડૉ. મેનાના ઉત્સાહનો પાર નહોતો. આખી

હૉસ્પિટલની એ આત્મા હતી. સારા કામ માટે નાણું આપનારાં ઘણાં મળે છે. સાચા કામ કરનારને આર્થિક સહકાર પૂરો મળે છે. હૉસ્પિટલની સાથે એક મોટું સુવાવડખાતાનું સ્વતંત્ર મકાન પણ બાંધવામાં આવ્યું. એમાં પચાસ બિછાનાંઓ માટે વ્યવસ્થા હતી. હૉસ્પિટલનું ખર્ચ વધ્યું હતું, ડૉ. મેનાની પ્રેક્ટિસ પણ વધી હતી. અને તેનો મોટો ભાગ આ હૉસ્પિટલ અને સુવાવડખાનામાં વપરાતો હતો. આ હૉસ્પિટલ ડૉ. મેનાના ઉત્સાહથી નમૂનેદાર બની હતી.

ડૉ. મેનાએ હવે પોતાની હૉસ્પિટલ માટે નર્સો એટલે સેવિકાઓ બનાવવાનું ખાતું ખોલ્યું. આપણી હિંદી સ્ત્રીઓ આ સેવાનો માર્ગ શા માટે પકડતી નથી, એ મોટો કોયડો છે. ગુજરાતી સારા ઘરની સ્ત્રીઓ નર્સો એટલે પરિચારિકાનો ધંધો શીખી શકે છે. ગ્રેજ્યુએટ થવાની ઇચ્છાવાળી બહેનો પોતાની પ્રવૃત્તિઓનાં વહેણ આ ધંધો શીખવા તરફ વાળી શકે છે. આ ધંધામાં સેવા થઇ શકે છે અને પોતાના કુટુંબને માટે ગુજરાનનાં સાધનો પણ મળી શકે તેમ છે. આપણી સ્ત્રીઓ આ ધંધો સ્વીકારે તો ઘણું સારું છે. ડૉ. મેનાએ પોતાની હૉસ્પિટલમાં નર્સોને તાલીમ માટેનો વર્ગ કાઢ્યો. એને કૉંગ્રેસનો સહકાર મળ્યો. સારા ઘરની બાળાઓ નર્સોની તાલીમ લેવા આવવા લાગી. કેટલીક વિધવા બહેનોને પણ ડૉ. મેનાએ આ કામમાં પ્રેરી દીધી. ડૉ. મેનાને આ પરિચારિકાના વર્ગને ચાલુ કરવા માટે ખૂબ પ્રચાર કરવો પડ્યો. વર્તમાનપત્રોએ પણ એને સારો સહકાર આપ્યો. આથી પચાસ પરિચારિકાઓને માટે તાલીમવર્ગ ખોલી શકાયો. શહેરના વિદ્વાન ડૉક્ટરોએ થોડા આર્થિક બદલાથી આ પરિચારિકાઓને દરરોજ એક એક કલાક શીખવવા માંડ્યું. ડૉ. મેના કોઈ કામ મફત કરાવવા માગતી નહોતી, થોડોઘણો પણ બદલો આપવો જોઇએ, એ એનો સિદ્ધાન્ત હતો.

પરિચારિકાઓને હૉસ્પિટલમાં અને સુવાવડખાનામાં અનુભવી જૂની પરિચારિકાઓના હાથ નીચે કામની પદ્ધતિ બતાવવામાં આવતી હતી. દરરોજ બે ડૉક્ટરો આવીને બે કલાક સુધી ગુજરાતીમાં એમની પાસે આ વિષયનાં ભાષણો આપી જતા હતા. પછી એ

ભાષણોને લગતું કાર્યજ્ઞાન હોસ્પિટલમાં આપવામાં આવતું હતું. ત્યાંના ડોકટરો પોતાની સાથે એક જૂની પરિચારિકા અને બે નવીને દરેક કામ કેવી રીતે કરવું તે બતાવતા હતા. પાટાપિંડી કરવા, ગૂમડાં અને ઘા ધોવા, પાયખાનાનાં વાસણો સાફ કરવાં, ઓકારીનાં વાસણો સ્વચ્છ કરવાં, દર્દીઓને શેક કરવો, એમનાં વસ્ત્રો બદલવાં વગેરે દરેક ક્રિયા આ પરિચારિકાઓને શીખવવામાં આવતી હતી. એ કામ માટે નજીવી ફી રાખવામાં આવી હતી. છ માસની પહેલી પરીક્ષા લેવાતી, તેમાં પાસ થનાર પરિચારિકાને હોસ્પિટલમાં માસિક ત્રીસ રૂપિયાના પગારે નોકરી મળતી હતી. વાર્ષિક પરીક્ષામાં પાસ થનારને માસિક પચાસ રૂપિયા પગાર મળતો હતો.

અમદાવાદના ધનવાનોની ઉપર લાગવગ લગાવીને ડો. મેનાએ ત્રણ સ્કોલરશિપો માસિક ૩૦) રૂપિયાની ચાર વરસને માટે બંધાવી આપી હતી. મેટ્રિક થયેલી બહેન નર્સનું કામ શીખે અને પાસ થઈ પગાર મેળવે. પછી ડોકટરી વધારે અભ્યાસ માટે પૂનાની ડોકટરી કૉલેજમાં દાખલ થઈ શકે તેને માટે આ વ્યવસ્થા કરવામાં આવી હતી. આ પ્રમાણે ત્રણ સન્નારીઓ ડોકટરનો અભ્યાસ કરતી હતી. નર્સિંગ તાલીમશાળાને મ્યુનિસિપાલિટીની ગ્રાન્ટ મળતી હતી.

ડો. મેનાની મહેનતથી શહેરની સન્નારીઓનું મંડળ ખૂબ વિકાસ પામ્યું હતું. સ્ત્રી દર્દીઓમાં પ્રચાર કરીને આ મંડળને બહુ મજબૂત બનાવવામાં પોતાની ફતેહ મેળવી શકી હતી. એ સ્ત્રીમંડળમાં શહેરના ડોકટરો આરોગ્ય કેવી રીતે સાચવવું, રોગોમાંથી કેવી રીતે બચવું, ઘરમાં સુઘડતા કેવી રીતે રાખવી, મેલેરિયામાંથી કેવી રીતે બચવું, તાત્કાલિક સારવારના ઉપાયો કેવી રીતે લેવા, રસોડું કેવી રીતે સ્વચ્છ રાખવું, દીવાનખાનામાં ફર્નિચર કેવી રીતે સાફ કરવું, માતા અને ઓરીના ચેપી રોગોને વખતે દર્દીની કેવી રીતે સંભાળ રાખવી, દાંતોની સંભાળ કેમ રાખવી, આંખોનું રક્ષણ કેમ કરવું, શારીરિક કસરતો કેવી રીતે કરવી—એ સર્વે વિષયો સંબંધી ભાષણોની હારમાળા બહેનો સમક્ષ દર રવિવારે

અપાતી હતી. ડૉક્ટર ન મળે તો હૉસ્પિટલની અનુભવી પરિચારિકા ભાષણ આપવા માટે આવતી હતી.

ડૉ. મેનાએ ધનવાન બહેનોની સહાયતાથી ત્રણ મેજિક લેન્ટર્નો અને એના માટે આરોગ્યની સ્લાઇડો વસાવી હતી. પરિચારિકાઓને થોડો બદલો આપવાથી ગરીબોના અને મજૂરોના વિભાગોમાં જઇને ગુજરાતીમાં ભાષણો સાથે મેજિક લેન્ટર્નની સ્લાઇડો બતાવતી હતી. દરેક મજૂર વિભાગમાં આ દશ્યો દેખાડવામાં આવતાં હતાં. ડૉ. મેના દરેક કામ બહુ નાને પાયે ઉપાડતી હતી. અને એનો ધીમો પણ ચોક્કસ વિકાસ કરવાની ધગશ પણ ડૉક્ટરમાં હતી. ડૉક્ટરની સોબતથી સ્ત્રીમંડળના સભ્યોમાં પણ ઉત્સાહ આવ્યો. એઓ પણ સ્ત્રી ઉપયોગી વર્ગો ખોલવા લાગી. કેટલીક બહેનો સીવણ અને ભરતકામના વર્ગો ચલાવવા લાગી હતી. એ વર્ગો સ્ત્રીમંડળના આશ્રય નીચે ચાલતા હતા. એમાં અનેક બાળાઓને સીવવાવેતરવાનું અને ભરતકામ શીખવવા સારા ઘરની સન્નારીઓ કલાક બે કલાક પોતાનો સમય આપતી હતી. એઓ કપડું, દોરા અને સીવવાના સાંચાઓ પણ પોતાને ખર્ચે ખરીદી સભાને દાન આપતી હતી. આ બાળાઓને માટે વિશેષ અભ્યાસ માટે ઊંચા વર્ગો રાખવામાં આવ્યા હતા.

સ્ત્રીમંડળ મારફતે ચાલતા ઉચ્ચ વર્ગોમાં પોલકાં, બદિયાનો (બદનો–કૂડતાં) અને ઊંચી જાતનું સીવવાવેતરવાનું કામ થતું હતું. એમાં બહેનો સરસ કામ કરી બતાવતી હતી. શહેરની સંભાવિત સન્નારીઓ આ વર્ગને પોતાના કુટુંબનું કામ આપતી હતી. આથી શીખનાર બાળાઓને સ્કૉલરશિપો પણ આપી શકાતી હતી. ડૉક્ટર મેનાએ પોતાની ધગશથી કેટલીક સેવાભાવી બહેનોને કામ કરવા માટે તૈયાર કરી હતી. સ્ત્રીમંડળ અને આ વર્ગો એ જ બહેનો ચલાવતી હતી. વ્યવસ્થા અને અર્થતંત્રનો ભાર પણ એમના ઉપર હતો. બહેનોને આ કામ બંધબેસતું હતું. એઓ આ ઉપયોગી કામમાં પોતાનો આત્મા રેડવા માંડી. દર વરસે એમણે સ્ત્રી ઉપયોગી તૈયાર કરેલા પદાર્થોનું એક પ્રદર્શન પણ ભરવા માંડ્યું. આ પ્રદર્શન શહેરની

એક મુખ્ય જાહેર કાર્યકર્ત્રી સન્નારી ખૂલું મૂકતી હતી. કૉન્ગ્રેસમાં કામ કરતી અને સત્યાગ્રહમાં સ્વયંસેવિકા થઈ કામ કરી આવેલી સ્ત્રીઓએ આ આખું કામ માથે ઉપાડી લીધું, અને શહેરમાં અનેક પ્રવૃત્તિઓ કરવા માંડી.

આપણી બહેનો ખૂબ કામ કરી શકે છે, આત્મભોગ પણ આપી શકે છે, દુઃખો અને સંકટો સહન કરી શકે છે, પૈસા પણ આપી શકે છે, માત્ર એમને કામે લગાડનાર કોઈની દરકારની જરૂર રહે છે. અસહકારની હિલચાલમાં આપણી ગુજરાતી બહેનોએ અદ્‌ભુત કામ કરી બતાવ્યું છે. સંગઠન, એકતા, મર્યાદા, તાલીમ, શિસ્ત એ સૌ સારા પ્રમાણમાં બતાવ્યાં છે. પુરુષોમાં છેવટ સુધી કામ પૂરું કરવાની ધીરજ ખૂટી પડવાના દાખલા બન્યા છે, પરંતુ સ્ત્રીઓમાં એવા દાખલા વિરલ છે. એમને તો પ્રેમથી કામે લગાડનાર કોઈ શરૂઆત કરનાર જોઈએ. એમને કામ પસંદ પડે તો પછી કામ પાછળ મરી પીટવાને બહેનો તૈયાર થાય છે. સત્યાગ્રહની લડાઈમાં હસતે મુખે જેલમાં બહેનો જતી હતી, કોરડાનો માર પણ સહન કરતી હતી, ભૂખ, તરસ અને તકલીફો પણ વેઠતી હતી. હસતે મોઢે હાડમારીઓ સહન કરતી હતી. આપણી સ્ત્રીઓ પાસે ધગશ, સાહસ, બુદ્ધિ, શક્તિ એ સર્વ છે, પરંતુ એને શરૂઆતમાં પ્રેરક બળ આપનાર જોઈએ છે. યંત્રને ગતિમાં મૂકનાર જોઈએ. જો બહેનોને સેવાના સન્માર્ગે ચડાવવામાં આવે તો હિંદની ઘણી કઠિન સમસ્યાઓ શાંત થઈ જાય.

ડૉ. મેનાએ એવું બળ પૂરું પાડ્યું. એને સામામાં ઉત્સાહ પ્રેરતાં આવડતું હતું. બહેનોને પાનો ચડે એવી તદબીરો ડૉ. મેના શોધી કાઢતી હતી. એ તદબીરો જાણે બહેનો તરફથી જ સૂચિત થઈ છે એવી રીતે પ્રચાર થતો. ડૉ. મેના પાછળથી માત્ર દોરી-સંચાર કરતી હતી. બહેનોને એવાં સેવાનાં કામોમાં મમત્વ ઉત્પન્ન કરવાની યુક્તિઓ ડૉ. મેના અમલમાં મૂકતી હતી. બહેનોને લાગતું કે આ કામ અમારું જ છે, અમે જ એ સૂચવેલું છે. એઓ સંપૂર્ણ ધગશથી આ કામની પાછળ મંડી પડતી હતી. સમય અને પૈસાનો

ભોગ આપતી હતી. અલબત્ત, ઘણી વખત અંદરઅંદર હૂંસાતૂંસી જરૂર થતી. થોડા નાના નાના કજિયાઓ પણ થતા હતા. તેજોદ્વેષ પણ થતો; છતાં ડો. મેના અને સમજુ સભ્યો વચ્ચે પડી કડવાશની લાગણી દૂર કરાવતા હતા. કોઈ બહેન માર્ગઅવરોધક બને એટલે એને ત્યાંથી ખસેડી બીજા કામ ઉપર મૂકી દેતાં હતાં. પરસ્પર બહેનોનો સહકાર કેમ વધે, સ્નેહ અને મનોમિલન કેમ કેળવાય તે માટે વડીલ બહેનો ખાસ ધ્યાન રાખતી હતી.

સ્ત્રીમંડળનું કામ ગતિમાં મૂકીને ડો. મેના માત્ર નિરીક્ષક બની રહી. એને પોતાની પ્રેક્ટિસ હતી, હોસ્પિટલનું મોટું કામ માથે હતું. આ સર્વેમાં સવારના છ વાગ્યાથી રાત્રે દશ વાગ્યા સુધી એને કામ કરવું પડતું હતું. એને પોતાના પતિની સાથેની સાંજની મુલાકાત બહુ પસંદ આવતી હતી. પરંતુ કામના દબાણને લીધે એ પણ ક્યારેક છોડી દેવી પડતી હતી. ડો. મેનાનો આદર્શ સારી કાર્યકર્ત્રી બહેનો તૈયાર કરવાનો હતો. તે ખૂબ સારી બહેનોને એક અથવા બીજાં કામોમાં રોકી એનું ઘડતર કરાવતી હતી. તાલીમ પામેલી બહેનોને પૂર્ણ જવાબદારી સોંપતાં એ જરા પણ ખંચાતી નહિ. બહેનો પણ હોંસથી એ જવાબદારી ઉપાડી લેતી હતી. ડો. મેનાની સૌથી મોટી ઇચ્છા હોસ્પિટલને આર્થિક સ્વતંત્રતા આપવાની હતી. પોતાની માસિક પ્રેક્ટિસ પંદરસો રૂપિયા જેટલી મોટી હતી. પરંતુ હોસ્પિટલના કામમાં એ સર્વે હોમાઈ જતી. પોતાનો અંગત ખર્ચ બહુ ઓછો હતો. એક બહેન પરિચારિકાનું કામ શીખતી હતી. તે ડોકટર અને પોતાને માટે ડોકટરના બંગલામાં રાંધી આપતી હતા. નાનો બંગલો હોસ્પિટલના આંગણામાં આવેલો હતો. એક વૃદ્ધ બાઈ એનું બધું કામકાજ કરી આપતી હતી.

ડો. મેનાની ઉત્તેજનાથી સ્ત્રીમંડળ વ્યવસ્થાપૂર્ણ બન્યું. એ નિયમિત અને કાર્યને આગળ ધપાવનાર બન્યું. એની આર્થિક સ્થિતિ પણ સુધરતી હતી. ધનવાન સભ્યોના સહકારથી એનું પોતાનું સ્વતંત્ર મકાન બન્યું હતું. પ્રમુખ ડો. મેના હતાં. પરંતુ ઉપપ્રમુખ સન્નારી ઉપર વધારે બોજો હતો. ડો. મેનાની હાજરી બીજાં રોકાણો-

ને લીધે અનિયમિત રહેતી હતી. આથી એમણે એક યોગ્ય સન્નારીને શોધીને એને ઉપપ્રમુખ બનાવી હતી. માનદ મંત્રી તરીકે ધનકુંવરબહેન કામ કરતાં હતાં. એનાં અનેક ખાતાંઓ જુદીજુદી પેટા કમિટીઓ-ના હાથ નીચે હતાં. હોસ્પિટલની સર્વે પરિચારિકાઓ ડો. મેનાના ઉત્તેજનથી સભ્યો બનતી હતી. એમની પાસે ખાસ અર્ધી ફી લેવામાં આવતી હતી. આ વર્ગના હાથમાં મિલમજૂરોની ચાલોમાં દર અઠવાડિયે ભાષણો આપવાની વ્યવસ્થા હતી. ભાષણો ગોઠવવા મેજિક-લેન્ટર્નની મદદથી આરોગ્ય, સ્વચ્છતા, સુખશાંતિ અને સુઘડતાનું શિક્ષણ આપવું એ કામ આ વર્ગ કરતો હતો. આ સ્વયંસેવિકાના વર્ગે ઉત્સાહમાં આવીને મંડળના આશ્રય નીચે એ કલાકને માટે મજૂરોની ચાલીઓમાં એક ડિસ્પેન્સરી પણ ખોલ્યું હતું. મંડળ એમને દવાઓ અને પદાર્થો પૂરાં પાડતું હતું.

મંડળની એક પેટા કમિટી સીવણગૂંથણના વર્ગો સંભાળતી હતી. એ કમિટીમાં મોટા અધિકારીઓની સ્ત્રીઓ અને મિલમાલિકોના કુટુંબની સ્ત્રીઓ હતી. એના બજેટની વ્યવસ્થા પણ સ્વતંત્ર હતી. એ પોતાનો ખર્ચ પોતે પેદા કરતી હતી. ચોથી કમિટીના હાથમાં મંડળની પુસ્તક–શાખા હતી. એમાં ઘણાં ગુજરાતી–અંગ્રેજી પુસ્તકો હતાં. વાંચનાલય પણ સાથે જોડવામાં આવ્યું હતું. તેને માટે સ્વતંત્ર પુસ્તકાધ્યક્ષ બહેન હતી. આ સિવાય એ ખાતાની પ્રવૃત્તિઓમાં મજૂરની ચાલોમાં પુસ્તકો વાંચવાની પેટીઓ ફેલાવવાની પ્રવૃત્તિઓ પણ હતી. આ કામ ખૂબ ગડમથલ અને ચોકસાઈનું હતું. એને માટેનો ખર્ચ એક ધનવાન બહેન પોતાનું નામ જાહેર કર્યા વગર આપતાં હતાં. પાંચમી કમિટીની બહેનો માટે આનંદપ્રચારનાં કામો અને સંસ્કૃતિવિકાસના મેળાવડા કરવાનું કાર્ય હતું. આ કમિટીમાં ઘણી યુવાન ઉત્સાહી બહેનો હતી. એઓ વસંતઉત્સવો, શરદઉત્સવો, દીપમાળા-ઉત્સવો, મહાપુરુષો અને સન્નારીઓના જન્મોત્સવો વગેરે ઊજવતી હતી. ગરબાપાર્ટીઓ, રાસમંડળો, ચિત્રોનાં પ્રદર્શનો, સિનેમાના શિક્ષણને અને જ્ઞાનને લગતી ફિલ્મો દેખાડવાનું કામ આ કમિટીને હસ્તક હતું. એ ક્યારેક ક્યારેક બાળાઓનાં નાટકો પણ

સ્ત્રીમંડળમાં ભજવવાની વ્યવસ્થા કરતી હતી. એ કમિટીએ મજૂરની ચાલોમાં કૃષ્ણજન્મઉત્સવ ઊજવ્યો હતો. ઘણી મજૂર બહેનોએ શ્રીકૃષ્ણનાં ભજનો અને લોકગીતો પોતાની સાદી ભાષામાં ગાયાં હતાં. આવા ઉત્સવો વધારે પ્રમાણમાં કરાવવાનો કમિટીનો કાર્યક્રમ હતો.

છઠ્ઠી કમિટીમાં ડો. મેનાએ કોંગ્રેસના અસહકાર સમયે સારું કામ કરનારી બહેનો મૂકી હતી. એને પોતાનો એક મોટો હોલ કાઢી આપ્યો હતો. એમાં એકસો રેંટિયા રાખવામાં આવ્યા હતા. કપાસની પૂણીઓ બનાવવાનાં યંત્રો હતાં. કપાસ એક મિલમાલિક મફત આપતા હતા. આ હોલમાં એક તરફ ઘણા રેંટિયાનો મીઠો સરોદ સંભળાતો હતો. બીજી તરફ ભૂરા કાગળો (બ્રાઉનપેપર)નાં મોટાં બંડલો પડ્યાં હતાં. તેમાંથી ઘણી બહેનો કાગળની કોથળીઓ બનાવતી હતી. આ કોથળીઓ દુકાનદારો વસ્તુઓ પેક કરવા લઈ જતા હતા. બીજી તરફ થોડી બહેનો એક મેવાના દુકાનદાર માટે મેવો સાફ કરીને સુંદર કાગળની દાબડીઓમાં પેક કરતી હતી. થોડાં ગંજીફ્રાક બનાવવાનાં યંત્રો ઉપર કેટલીક બહેનો ગંજીફ્રાક અને મોજાં બનાવતી હતી. બીજા હોલમાં નવી જાતની મુક્તિફોજની પાંચ શાળો ગોઠવેલી હતી. આ શાળો ઉપર કેટલીક બહેનો ટુવાલો, સાડીઓ અને બીજાં કપડાં તૈયાર કરતી હતી. એના પછીના બીજા ઓરડામાં દશબાર સિંગરના સીવવાના સંચાઓનો અવાજ સંભળાતો હતો.

ગામમાં એક બાલાશ્રમ સ્થાપવામાં આવ્યો હતો. માબાપ વિનાનાં અને આશ્રય વગરનાં બાળકોને માટે આ આશ્રમ સ્થાપવા એક ધનવાન ગૃહસ્થે બે લાખ રૂપિયા આપ્યા હતા. શહેરના કેટલાક પ્રતિષ્ઠિત સજ્જનો અને સ્ત્રીસમાજની કેટલીક પીઢ સન્નારીઓની કમિટી એનો ભેગો વહીવટ ચલાવતી હતી. એમાં ૬૦ બાળકોને માટે સગવડ હતી. બાળકોને લખવાવાંચવાનું શીખવી કોઈક હુન્નરઉદ્યોગનું જ્ઞાન આપવામાં આવતું હતું. એમને સુથારકામ અથવા ચણતરકામ શીખવવાની પણ વ્યવસ્થા હતી.

સ્ત્રીમંડળની સાહિત્ય કમિટી એક સ્ત્રીઓનું માસિક પ્રગટ કરતી હતી. આ સિવાય સ્ત્રીઓ સંબંધી નિબંધો પણ સ્ત્રી લેખિકા-

ઓને ઉત્તેજન આપવા માટે મંગાવતી હતી. કોંગ્રેસમાં કામ કર-
નારી કેટલીક બહેનોએ સ્ત્રીમંડળના આશ્રય નીચે મજૂર સ્ત્રીઓમાં
એમના ઉત્કર્ષ માટે કામ કરવા માંડયું હતું. મજૂર બહેનોને શીખવવા
માટે રાત્રિશાળા પણ કાઢી હતી. પણ હજી વિશેષ પ્રમાણમાં મજૂર
બહેનો એનો લાભ લેતી નહોતી.

શહેરમાં કોઈ મોટી રેલ–રોગચાળાની તકલીફ આવી પડે, ત્યારે
પણ આ બહેનો કામ કરતી હતી. એઓ સ્વયંસેવિકા થઇને મદદ
આપવા નીકળી પડતી હતી. કેટલીક બહેનો ગરીબ લત્તાઓના
રસ્તાઓ અને આંગણાંઓ સાફ કરવાના અખતરા કરતી અને સ્વચ્છતા
સાચવવાની પદ્ધતિ શીખવવા જાતે કામ કરવા નીકળી પડતી. પરંતુ
એ ઉત્સાહ લાંબો વખત ચાલ્યો નહિ. હિંદના જુદાજુદા ભાગોમાં
આવી પડેલી આફતો માટે ફંડફાળા ઉઘરાવી ઘટતે ઠેકાણે પહોંચતા
કરવાની પણ સ્ત્રીમંડળની પ્રવૃત્તિઓ હતી.

સ્ત્રીમંડળની પ્રવૃત્તિઓમાં કેટલાંક સત્યો આપોઆપ સમજાઈ
ગયાં હતાં. કોઈ આત્મભોગ આપનાર મહાનુભાવ નેતા મળે તો એની
પાછળ કામ કરવા આવનારનો તોટો પડતો નથી. ગુજરાતી સ્ત્રીઓ
સાહસિક, ધગશવાળી અને કામ કરનારી છે. પરંતુ તેમને દોરવનાર
ત્યાગવૃત્તિના ઉદાર મનના નેતાની જરૂર છે.

બીજું સત્ય એ કે કામ કરનારને છેવટે આર્થિક સહકાર મળી
રહે છે. પરંતુ એણે પોતાનામાં વિશ્વાસ જમાવવો જોઇએ.

ત્રીજું સત્ય એ હતું કે કર્મયોગ જ્યારે હૃદયને આકર્ષે છે, ત્યારે
જાતિ, વય, ધર્મ અને આશ્રમના ભેદો નાસી જાય છે. પછી લોક-
સેવાનું કર્તવ્ય એ જ ખરું મહત્ત્વનું બિંદુ થઈ રહે છે.

ડૉ. મેના હવે અમદાવાદની સ્ત્રીઓની મુખ્ય નેતા બની હતી.

## ૯ : કુટુંબજાળ

ડૉ. મેના પોતાના પતિને જોઈને રાચતી હતી. એ હવે પતિ અને પુત્રપુત્રીને હંમેશાં તેડાવી પોતાની સાથે જમાડતી હતી. પરંતુ કાન્તા તેની સાથેનો સંબંધ ગાઢો કરવા ઇચ્છતી નહોતી. એ બેત્રણ વાર ડૉ. મેનાને ત્યાં આવી હતી. બહુ પ્રેમ અને માયાથી ડૉ. મેના એની સાથે વર્તતી હતી. એને નાની બહેન કહીને બોલાવતી હતી. છતાં કાન્તા બહુ હળતીમળતી નહિ. સભ્યતા પૂરતું બોલતી હતી. ડૉ. મેનાનો ચાનો પ્યાલો કે બીજું કંઈ કદી લેતી નહિ. ક્યારે પણ દિલ ખોલીને વાત કરતી નહિ. એની આંખો ડૉ. મેનાને શોક્ય તરીકે જોતી હતી. પતિ વારંવાર એમને મળવા જાય છે એ વાત એના ખ્યાલમાં હતી. એ માટે એને કચવાટ પણ રહેતો હતો; પરંતુ પતિ એની વાત સાંભળતા નહોતા. સાસુ પાસે પણ ફરિયાદ કરેલી પણ સમજુ આનંદીબાઈએ એ વાત ઉડાવી દીધેલી. બાળકોને ડૉ. મેના પોતાનાં ગણતી હતી. તે ખૂબ પ્રેમ બતાવી કંઇ ને કંઈ કીમતી ભેટો આપતી હતી.

પતિપત્ની બેઠાં બેઠાં ચા પીતાં હતાં. પતિને તરંગ આવ્યો:

"હું કદાચ માતપિતાથી વિભક્ત રહું તો તું કુટુંબ સાથે રહે ખરી ?"

"આ કળિયુગમાં સત્યયુગની વાતો કરવી ઠીક નથી."

"કાન્તાને અને માતુશ્રીને બનતું નથી. એટલે કુટુંબથી જુદા થવાની વાત નવી નથી."

"પછી માતુશ્રી અને પિતાશ્રી સાથે કોણ રહેશે?"

"બૈરાંઓને આપસઆપસમાં સાથે ન બને તો હું શું કરું? કંકાસથી તો અલગ રહેવું સારું છે ને?"

"નહિ, હું આપણા સંયુક્ત કુટુંબની પ્રથાને વધારે પસંદ કરું છું."

"છેવટે કાન્તા બાળકોની માતા છે. નહિ બને તો બીજું ગામ વસાવવું પડશે, અથવા અલગ રહેવું પડશે. કુટુંબમાં મારી એકની મરજી તો કામ આવે નહિ. તારી બહેનની મરજી પણ ધ્યાનમાં લેવી જોઇએ. તું પણ સાથે ન રહે?"

"હું? એ અશક્ય છે. હું તો હમણાં મારા કર્મયોગને વરી છું. જ્યાં સુધી કોઈ સન્નારી મારું કામ ઉપાડી મને છૂટી ન કરે ત્યાં સુધી મારાથી ચસકાય જ નહિ. વળી હું સાસુજીથી સ્વતંત્ર ઘર માંડવાની વાતને વિચારી શકતી નથી."

"મેં તો આ વાત ઉપર ઘણાયે કિલ્લાઓ મનમાં ને મનમાં બાંધ્યા છે. શું આખો જન્મ આપણે વિરહના અગ્નિમાં શેકાઇશું? રામચંદ્રજીએ તો બાર વરસ સુધી સીતાજીનો વિરહ ભોગવ્યો હતો. પણ મારા નસીબમાં શું આજન્મ રહેશે? આપણે પરસ્પર ખરો વિશુદ્ધ પ્રેમ છે, ત્યારે શા માટે ઝૂરવું જોઇએ?"

"જુઓ નાથ, આપણે જે શક્તિ વિરહથી ભોગવીએ છીએ તે અતિ ઉચ્ચ છે. એ ખરું તપ છે. હું તો એમાં જ હંમેશાં ઝૂરવા માગું છું. એક મ્યાનમાં બે તલવારો રહી શકે નહિ. મને મારું કામ વહાલું છે. એને જ્યાં સુધી મારી જરૂર હશે, ત્યાં સુધી મારા કર્તવ્યથી હું એક ડગલું પણ દૂર જઇશ નહિ. આ મારો અડગ અને અફર નિશ્ચય છે."

રમણલાલે જવાબ આપ્યો નહિ. પણ એણે નિરાશાનો નિઃશ્વાસ મૂકયો.

રમણલાલના પિતાનું મન હજી પીગળ્યું નહોતું. એને મન રમણની આગલી બહુ વટલેલ અને ત્યક્તા હતી. એને ઘરમાં આવવા

દેવા પણ ઝનૂની વૈષ્ણવ ધર્મઘેલો રાજી નહોતો. એટલે અમદાવાદમાં આવ્યે સાત વરસ થયાં છતાં ડૉ. મેનાને માટે એ બારણું ખૂલ્યાં નહોતાં. ડૉ. મેનાએ અમદાવાદમાં મોટો યશ અને પ્રતિષ્ઠા મેળવ્યાં હતાં. શહેરનાં પ્રથમ સન્નારી તરીકે એઓ પૂજાતાં હતાં. પણ સસરાજીને મન એ કંઈ પણ હિસાબમાં નહોતું. એમની પાસે બે દૃષ્ટિ હતી. વ્યવહારુ દૃષ્ટિએ મેના ત્યક્તા અથવા ભ્રષ્ટા ગણાય અને ધાર્મિક દૃષ્ટિએ વટલેલ ગણાય. આથી એવી સ્ત્રીને પોતાને બારણે ન ચડવા દેવાનો એનો દૃઢ નિશ્ચય હતો.

માધુભાઈની પુત્રી સરલા સારે ઘેર પરણાવેલી હતી. એને એક પુત્ર હતો. સરલાની આ વખતે સુવાવડ આવવાની હતી. એ હરેક સુવાવડમાં બહુ કષ્ટાતી હતી. એનો પ્રજનન કરવાનો માર્ગ સાંકડો હોવાથી બાળકને અવતરતાં મુશ્કેલી લાગે છે. એનું માથું સહેજ મોટું હોય તો તે એ માર્ગેથી નીકળતાં માતાને ઘણી તકલીફ આપે છે. જન્મ આપવાનો માર્ગ બસ્તિમાંથી નીકળે છે. બસ્તિની ખામીને લીધે આ માર્ગ સાંકડો બની જાય છે. આખા શરીરના હાડપિંજરનો પૂરો વિકાસ ન થયો હોય તો બસ્તિ પણ શરીરનું એક અંગ હોઈ તેમાં અમુક પ્રકારની ખામી રહી જાય છે. કરોડરજ્જુનાં કે બસ્તિનાં હાડકાં રોગી હોય તોપણ એમ બને છે. સ્ત્રી શરીરે મજબૂત મનની અને સહનશક્તિવાળી હોય તો ભયંકર પીડા સહન કરી છેવટે સુખરૂપ પ્રસવ કરે છે. યોનિમાર્ગ વિશેષ સાંકડો હોય તો હોશિયાર, અનુભવી અને પ્રેમાળ હાથવાળા ડૉક્ટરને યુક્તિ વાપરી જનનમાર્ગમાં ચીપિયો મૂકી બાળકના માથાને પકડી બહાર ખેંચી કાઢવું પડે છે. આ ક્રિયામાં ડૉક્ટરની ચતુરાઈ અને બુદ્ધિશક્તિ ખૂબ કામ લાગે છે. જરાક ભૂલ થાય તો બાળકના અંગને ઇજા થાય છે અથવા એ મરણ પામે છે. ડૉક્ટર અનુભવી અને સમયસૂચક હોવો જોઈએ. કોઈ બહુ અનુભવી અને કાર્યશક્તિવાળો ડૉક્ટર જ આ કામ ફતેહમંદીથી કરી શકે છે.

માધુભાઈ અને સર્વે ભાઈઓ ચિંતાસહિત બહાર બેઠા હતા. વડીલ પણ આવીને બેઠા. માતુશ્રીએ આવીને કહ્યું કે, “ સરલા

અતિશય કષ્ટાય છે. લેડી ડૉક્ટરની જરૂર છે."

"આપણા કુટુંબનાં લેડી ડૉ. ડી. કુન્હા તો આવ્યાં છે ને?" માધુભાઇએ કહ્યું.

"એની હિંમત આવા કામમાં ચાલતી નથી. મોટા ડૉક્ટરને તેડાવવાનું કહે છે."

"કોને તેડાવવા એ સલાહ આપે છે?"

"ડૉ. મેનાનું નામ કહે છે. કંઈ કરવું તો પડશે."

"આપણે ઘેર એનો પગ ન જોઈએ," બાપાજીએ વેદવાણી ઉચ્ચારી. માધુભાઈ તરત જ ઊભા થઈ ગયાઃ "બાપા, તમે આવા કામમાં ન સમજો. રમણ અને માતુશ્રી તમે બન્ને જઇને તેડી આવો. કદાચ બીજાને મોકલવાથી આપણે ઘેર આવવાની આનાકાની કરે એ સંભવિત છે. માટે તમે બન્ને જાઓ, મોટર નીચે ઊભી છે."

"તું શું મારી આમન્યા ઉથલાવીશ? હું ના કહું છું, અને તું તેડાવીશ એ ઠીક નથી." વૃદ્ધ જરા જોસથી બોલ્યા.

"હમણાં તો જાઓ તેડી આવો, પછી બાપાની મરજી હોય તો ભલે અમને ઘરમાંથી કાઢી મૂકે. દીકરીના જીવથી મને બીજું કંઈ વહાલું નથી. જા રમણ જલદી જા. માતુશ્રી, તમે પણ જાઓ." આનંદીબાઈને માથે ધર્મસંકટ આવી પડયું. પતિ અને પુત્રની આજ્ઞાઓ વિરુદ્ધ દિશાઓમાં વહેતી હતી. વૃદ્ધા ધીમે પગલે પતિ પાસે આવી. શાંત, સૌમ્ય, પવિત્ર અને વિચારશીલ ડોસીએ અત્યંત મધુર સ્વરે કહ્યું:

"તમે ય હવે જરા ધીરજ રાખતા હો તો? આ તો આપત્તિ કાળ છે. જીવનમરણનો સવાલ છે. ખ્રિસ્તી, મુસલમાન અને બીજા વર્ણોને આપણે ઘરમાં આવવા દઈએ છીએ. અને મેનાને નહિ? આપણે તો શાંત મગજ રાખવું જોઇએ. આજ્ઞા આપો તો હું જાઉં. મોટા પુત્રનું માન આપણે ન રાખીએ તો બીજું કોણ રાખે?"

"પણ શા માટે મારા મન વિરુદ્ધ કરો છો?" ડોસે ચિડાઇને કહ્યું."

"કારણ કે છોકરી અત્યંત દુઃખી છે. ચીસો નાખે છે. જરા કાન તો માંડો. આપણું છોકરું દુઃખી થાય અને આપણે જિદ્દ ન મૂકીએ ?"

"બાપા, અમે પણ વિનંતી કરીએ છીએ, આ સમયે જિદ્દ કરવાની નથી." નાના બે પુત્રોએ કહ્યું. જિદ્દી ડોસો કાંઇક નરમ થયો, "તમને ગમે તેમ કરો, ધર્મને તમે છૂંદી નાખો છો, હવે આ જગતમાં જીવવું ફોકટનું છે. મારું ઘડપણ બગાડો છો." એ ઊઠીને ચાલતો થયો.

રમણલાલ તથા માતુશ્રી હોસ્પિટલમાં પહોંચ્યાં. ડૉ. મેના બપોરના બાર વાગ્યા હતા એટલે દર્દીઓને જોઇને પાછાં કનસલ્ટિંગ રૂમમાં આવી ગયાં હતાં. એઓ સવારે સાતથી બાર વાગ્યા સુધી કામ કરવાથી તદ્દન થાકીને લોથ થઈ ગયાં હતાં, પોતાને બંગલે જવા તૈયાર થયાં હતાં, નાહીધોઇને એમને જમવાનું હતું.

સાસુ અને પતિને જોઇ ડૉ. મેના ઊભી થઈ. હાથ જોડી બંનેને પ્રણામ કર્યાં. બંને ખુરશીઓ ઉપર બેઠાં. તે પછી ડૉકટર ખુરશી ઉપર બેઠાં.

"હું તને ઘરે તેડી જવા આવી છું. સરુને ઠીક નથી," માતુશ્રીએ કહ્યું.

"આપણી સરૂને ? એને શું થયું છે."

"એને પ્રસવનો સમય છે, બહુ કષ્ટાય છે, પીડા અસહ્ય છે."

"ચાલો ત્યારે હું તૈયાર છું." ડૉ. મેના ઊભી થઈ.

ડૉકટરે પોતાની નર્સ બોલાવીને અમુક હથિયારોની પેટી અને સાધનો લઇ મોટરમાં આવવા અંગ્રેજીમાં કહ્યું. પોતે પતિ અને સાસુ સાથે એમની મોટરમાં ગઈ.

એ આજે બાર વરસે સસરાને ઘેર પાછી આવી હતી. ડૉ. મેના મજબૂત હૃદયની હતી, પરંતુ સાસરે પગ મૂકતાં એને ઝળઝળિયાં આવી ગયાં. બાર વરસમાં પોતે ત્યકતા થઈ વિલાયત ગઇ ડૉકટર થઈ આવી તે સર્વે હકીકતોની ફિલ્મો એના મન ઉપરના પડદા

ઉપરથી પસાર થઈ ગઈ. પોતે કઇ હાલતમાં અહીંથી ગઇ હતી, કઇ હાલતમાં પાછી આવી, તે સર્વે વિચારોના તરંગો એના મનમાં વીજળીની ઝડપે દોડવા લાગ્યા.

તે ઉપર ગઈ તો બંને જેઠો ઊભા હતા. ડો. મેનાએ હાથ જોડી માથું નમાવીને બંનેને પ્રણામ કર્યાં. પછી સાસુ સાથે બૈરાંઓના ખંડમાં ગઈ, ત્યાં બંને જેઠાણીઓને એણે પ્રણામ કર્યાં.

ડો. મેનાએ તરત-જ સરલાને તપાસી મીઠાશથી એને બોલાવી, "કાકીને ઓળખે છે કે નહિ?" એમ પૂછ્યું. પણ સરલા પીડાથી બહુ જ હેરાન હતી. એને અતિશય કષ્ટ થતું હતું. ડો. મેનાએ બધું જોયું. એ સ્થિતિ સમજી ગઈ. બાળકને કાઢવાના પ્રયત્નો કરવા પડશે. જનનમાર્ગ બહુ સાંકડો છે.

ડો. મેનાએ તરત જ માતુશ્રીને કહ્યું: "તમે જરા બહેનોને બહાર મોકલશો, મારે સહેજ તપાસવું છે, હું કહું ત્યાં સુધી કોઇને આ ઓરડામાં આવવા દેશો નહિ, ડોક્ટર તરીકે મારે ફરજ બજાવવી પડે છે."

માતુશ્રીએ સૌને બહાર જવા કહ્યું. માત્ર ડોક્ટર અને નર્સ દરદી પાસે રહ્યાં. ત્રીજી ડો. કુન્હા હતી.

"માતુશ્રી, કેસ જરા ગંભીર છે. સરુને માટે હું બનતું કરીશ, પરંતુ શસ્ત્રોથી કામ લેવાની પણ કદાચ જરૂર પડે. તમે પણ બહાર બેસો, તમારાથી પણ આ જોયું જશે નહિ."

"ના વહુ, હું તો બેસીશ; મને કાંઈ નહિ થાય. હું એક અક્ષર પણ કાઢીશ નહિ."

ડો. મેનાએ બાળકના પ્રસવ માટેના સામાન્ય ઉપાય શરૂઆતમાં અજમાવી જોયા. બે કલાક સુધી મહેનત કરી પણ પ્રસવ થયો નહિ, માથું મોટું હતું, માર્ગ સાંકડો હતો.

"કેમ ડો. કુન્હા, આ કામ જરા કઠિન તો છે, આપણે ચીપિયાનો ઉપયોગ કરવો પડશે."

"હું પણ એમ જ ધારું છું, મેં પણ પ્રસવ કરાવવા ઘણા પ્રયત્નો કર્યા હતા."

"વારુ, ત્યારે તમે તૈયાર થાઓ, હું એ કામ કરીશ. મને મહેરબાની કરી-સહકાર આપજો. આ છોકરી મારી છે, તે તમે જાણો છો ને?"

"હું પણ આ ઘરમાં વીશ વરસની જૂની ડૉકટર છું. તમે પણ મારી દવા ખાધી છે, તમે ભૂલી ગયાં છો. ત્યારે તમે ડૉકટર નહોતાં. વારુ, હું તો સંપૂર્ણ સહકાર આપીશ. પરંતુ ચીપિયાથી કામ સંતોષ-કારક ન થાય તો પછી શું કરવાનું છે?"

"મને લાગે છે કે ચીપિયો કામ પૂરું કરશે. છતાં તેમ નહિ બને તો હું હાથ વતી બાળકના પગ પકડી એને ધીમેથી ઉલટાવીને બહાર કાઢીશ. તમે ફિકર કરશો નહિ. હું આ કામમાં મારી સમગ્ર શક્તિ રેડીશ. યોનિમાર્ગને છેદવાની જરૂર નથી, માતા અને બાળક બંનેને બચાવી લઈશું."

ડૉ. મેનાએ જનનમાર્ગની અંદર ચીપિયો મૂકી બહુ જ કુશળતાથી માથું પકડી લીધું. હવે ડૉકટરના હસ્તલાઘવ અને શુદ્ધ દૃષ્ટિની કસોટી થઈ. એક પણ આંચકો જરા પણ જોસથી લાગે નહિ, જરા પણ વધુપડતું જોસ બાળકને હમેશ માટે અપંગ બનાવે અથવા માતાને ઈજા કરે. લાંબા વખતના ગૂંચવાયેલા દોરીના ગૂંચળાને જેવી કુશળતાથી ગૃહિણી છૂટું કરે છે તેવી અતિ ધીમી ગતિથી અને અત્યંત હસ્તલાઘવથી ડૉ. મેનાએ બાળકને ધીમે ધીમે એની માતાના જનનદ્વાર-થી બહાર કાઢ્યું.

બાળક અને માતામાંથી બંનેને કાંઇ ઈજા થઈ નહિ.

ડૉ. મેનાને એટલી બધી એકાગ્રતા વાપરવી પડી કે એ પોતે પરસેવે નાહીને રેબઝેબ થઇ ગઈ હતી. એણે પ્રસવ કરાવી પોતાના હાથપગ ધોયા. ઘરની બધી સ્ત્રીઓ અંદર આવી. પુત્રજન્મ માટે વધામણાં આપ્યાં.

"આજે સરલાને નવો જન્મ મળ્યો છે. બહુ જ ગંભીર સ્થિતિ

હતી. ડૉ. મેનાના જેવું હસ્તલાઘવ અને હોશિયારી મેં હજી અમદાવાદમાં જોયાં નથી." બહાર ઊભેલાં ડૉ. મિસીસ ડી. કુન્હાએ માધુભાઇને કહ્યું.

ડૉ. મેના રજા લઈ જવા તૈયાર થઇ. ૭ કલાક એણે આ છાપરા નીચે ગાળ્યા હતા.

"વહુ, તું જમીને જજે." વૃદ્ધ સાસુએ વિવેક કર્યો.

"માતુશ્રી, હું નાહ્યા પછી ખાઈશ."

"અહીં જ નાહી લે. મારું આટલું વેણ રાખ."

"ભલે માતુશ્રી, જેવી તમારી આજ્ઞા."

ડૉ. મેનાએ નાહવાની ઓરડીમાં જઈ ગરમ પાણીથી સ્નાન કર્યું. સાસરાનાં વસ્ત્રો બાર વરસે ફરી પહેરવાનો મોકો મળ્યો. એણે કંસાર જમી લીધો.

ડૉ. મેનાએ બધાં બાળકોની સાથે ઓળખાણ કરી. કોઈના માથા ઉપર હાથ મૂક્યો, કોઇને તેડીને રમાડ્યું. વૃદ્ધ સાસુએ સૌને ઓળખાવ્યાં. ભાભીઓ સાથે પણ વાત કરી.

"મોટાં ભાભીજી, તમે મને ભૂલી ગયાં હશો."

"તમને કાંઈ ભુલાય? આપણે સાથે વસ્યાં છીએ." લલિતાએ જવાબ આપ્યો.

"તમને નહિ પણ 'તને' કહી બોલાવજો, હું તમારી નાની બહેન છું." પછી માલતી તરફ ફરીને ડૉ. મેનાએ પૂછ્યું:

"નાનાં ભાભીજી, તમે કેમ છો?"

"હું ખુશીમાં છું. ઘણે વરસે મળ્યાં." માલતીએ કહ્યું.

"આ કોણ મધુરી? બાર વરસના સમયમાં વધીને મારા જેવડી ઊંચી થઈ ગઈ. મેં તને ખૂબ રમાડી છે. કાકીની સાથે ખૂબ હળી ગઈ હતી. હવે તો ઓળખાણ પણ ચાલ્યું ગયું. મધુરી, તું આવી નબળી કેમ છે?"

"એની તબિયત સારી રહેતી નથી. પરણ્યા પછી હમેશાં

નબળી જ રહે છે. પરણ્યા પહેલાં તો હાથણી જેવું શરીર હતું,"
લલિતાએ કહ્યું.

"મોટાં ભાભીજી, તમે ફુરસદે મધુને તેડીને સાંજે હોસ્પિટલમાં આવશો? હું એને તપાસવા માગું છું. એના શરીરમાં કાંઈ રોગ હોવાનો મને સંશય છે."

સૌની રજા લઈ ડૉ. મેના પોતાને બંગલે ગયાં. ફી આપવાની લલિતાની કોશિશના જવાબમાં 'આ ઘર મારું છે,' એટલું કહી એ લીધી નહિ.

ધીમે ધીમે ડૉ. મેનાનો પોતાના કુટુંબ સાથેનો સંબંધ પાછો ગાઢ થયો. મધુરીને તેડાવીને એણે તપાસી. એ છોકરીને સફેદ પ્રદર-નો રોગ હતો. શરમને લીધે તે કોઇને કહેતી નહોતી. એકાદ વખત ડૉ. મિસીસ ડી. કુન્હાએ તબિયત સુધારવા માટે દવા આપી હતી. પરંતુ મૂળ વસ્તુ છૂપી રાખી હતી, એટલે કાંઈ ફાયદો થયો નહિ.

સફેદ પ્રદર એ હઠીલું દરદ છે. એનો મુખ્ય ઉપાય સ્વચ્છતા છે. પોતાનાં સર્વે અંગોને હંમેશાં સારી રીતે ધોઇને લૂંછનાર સ્ત્રી-ઓને આ રોગ થતો નથી. આપણા નાકમાંથી જેવી રીતે લીંટ ઝરે છે, તેવી જ રીતે સ્ત્રીઓને આ પ્રવાહ ગર્ભમાર્ગમાંથી સ્રવે છે. યોનિમાર્ગમાં દૂધ જેવો સફેદ પ્રવાહ નીકળે છે. શરીરમાંનાં યંત્રો અસંતોષકારક કામ કરીને અનિયમિત સ્થિતિ પેદા કરે છે, ત્યારે આ રોગ થાય છે. એ હઠીલું અને તકલીફ આપનાર દર્દ છે. એને માટે અનેક દવાઓ કરવામાં આવે છે. ઘણી વખત તે દવાઓથી આ દર્દ તરત માટે મટી જાય છે. પરંતુ પાછું ફરી ઉદ્ભવે છે. નૈસર્ગિક સારવાર એના ઉપર સારું કામ કરે છે.

સ્ત્રીની યોનિમાંથી ચાર જાતનો સ્રાવ થાય છે. (૧) પરુ જેવો, (૨) જાડો કચરો, (૩) તદ્દન પાણી જેવો પાતળો, (૪) ગાંઠોમિશ્રિત પરુ. જો સાથે પરુ હોય તો સોજો પણ સાથે રહે છે. જો પાણી જેવો સ્રાવ હોય અથવા મલાઈ જેવો હોય તો તે યોનિમાર્ગે જ આવ્યો હશે એમ ધારી શકાય. પરંતુ જો સ્રાવ ઈંડાની સફેદી જેવો

ચીકણો હોય કે ગર્ભાશયના નળીના ગળામાંથી નીકળ્યો હોય એવી સંભાવના છે.

ડૉ. મેનાએ પોતાની ભત્રીજીના દર્દને મટાડવા યોગ્ય ઉપચારો કર્યાં. એને સમજાવીને કેવી રીતે સ્વચ્છતા રાખવી તે બતાવ્યું. યોગ્ય કસરત, સાદો અને નિયમિત આહાર, ઉત્તેજક પદાર્થોનો અભાવ, ખુલ્લી હવાનું સેવન, નિયમિતતા અને આનંદી વાતાવરણ એ સર્વેની એને સૂચના કરી. યોગ્ય સમયમાં એ છોકરી તંદુરસ્ત થઈ ગઈ.

પોતાના કુટુંબના સર્વે સભ્યો ડૉ. મેનાના દર્દીઓ બન્યા. માતુશ્રીને શરીરમાં હમેશાં સુસ્તી રહેતી. ડૉક્ટરે યોગ્ય ઉપચારો કરીને એ ઓછી કરી. તેમાં પણ એક નર્સ વૃદ્ધાને ધીમી માલિસ કરતી. આથી ઘણો ફાયદો થયો. લલિતાભાભીને માથાનો દુઃખાવો રહેતો. એ બંધકોશના કારણે થયો હોવાનું નિદાન ડૉક્ટરે કર્યું. તે માટે શાકભાજી પુષ્કળ ખાવાની તથા લીલાંસૂકાં ફળો વિશેષ પ્રમાણમાં ભોજનમાં લેવાની ભલામણ કરી. આથી લલિતાને આરામ થયો. માધુભાઇને વાનું દર્દ રહેતું હતું. ડૉ. મેનાએ હૉસ્પિટલમાં લાવી વીજળીના પ્રવાહથી એની સારવાર કરાવી. આથી માધુભાઇને સારું રહેતું હતું.

વકીલને આંખે પડળ હતાં. એ ડોસા પડળ ઉતારવાની ના પાડતા હતા. પરંતુ ડૉ. મેનાએ ખૂબ આગ્રહ કરીને પડળ ઉતરાવવાની વ્યવસ્થા કરી. પોતાના જાણીતા આંખના ડૉક્ટરની મારફતે પોતાની દેખરેખ નીચે એણે પડળ ઉતરાવ્યાં. તે ઘણાં જ ફતેહમંદ થયાં. આથી વૃદ્ધનો અભાવ હવે ભાવરૂપે બદલાઈ ગયો. હવે કોઈ કોઈ વખત સાંજના વૃદ્ધ હૉસ્પિટલમાં જઈ ડૉ. મેનાની પાસે બેસીને ઘેરથી તૈયાર કરી મંગાવેલી ચા પણ પી લેતા હતા. કુટુંબ સાથે નાતો દઢ થતો જતો હતો. હવે કુટુંબ એને પોતાના અંગ તરીકે ગણતું હતું. ડૉક્ટરના નામે ન બોલાવતાં સૌ સગપણને નામે બોલાવતાં હતાં. પોતાના ઉદાર મનથી ડૉ. મેનાએ સૌને ક્ષમા આપીને પ્રેમ મેળવ્યો હતો.

# ૧૦ : ધનવાન સ્ત્રીઓનાં દર્દો

ડૉ. મેનાએ પોતાનો અર્ધો સમય હવે ગરીબોની ચિકિત્સામાં ગાળવા માંડ્યો. એમની હોસ્પિટલ હવે પગભર થવા આવી હતી. જાહેર પ્રજાનો અને મ્યુનિસિપાલિટીનો સરસ આશ્રય મળતો હતો. એમનું સ્ત્રીમંડળ પણ સારી રીતે ચાલતું હતું. ક્યાંક જરા સુસ્તી આવતી એટલે ડૉ. મેના એ સુસ્તી કાઢવા માટે પંપચાલન કરી દેતાં હતાં. સુસ્તી તો ચાલી જતી હતી, પરંતુ દુરાગ્રહ, હઠ, પોતાની વાતનો આગ્રહ અને રિસાળપણાથી સ્ત્રીમંડળને બહુ સહન કરવું પડતું હતું. ક્યારેક ઈર્ષાની છાયા પણ પ્રતિબિંબિત થતી હતી. આ સર્વેને અતિ પ્રયાસ, સમજાવટ અને માધુર્યથી દૂર કરી શકાતાં હતાં. પરંતુ એમાં ડૉ. મેનાને ઘણા સમયનો ભોગ આપવો પડતો હતો. અને એ સર્વે હઠીલાં દર્દો હતાં. વારંવાર ફરીને ઉદ્‌ભવી નીકળતાં હતાં. આપણામાં શિસ્તપાલન બહુ ઓછું છે. કોંગ્રેસની કાર્યકર્ત્રી બહેનો ડૉ. મેનાને બહુ ઉપયોગી થઈ પડતી હતી. પરંતુ ઉપલા દોષોથી એઓ તદ્દન મુક્ત નહોતી. સેવાકાર્ય બહુ સરસ થતું, પરંતુ ઉપલાં દર્દોને લીધે ક્યારેક શિથિલતા પણ આવી જતી હતી.

ધનવાન વર્ગની બહેનોનો આશ્રય ડૉ. મેનાને પ્રથમ બહુ નજીવો હતો. પરંતુ પાછળથી એની નિઃસ્વાર્થતા, એનો સેવાભાવ, એનો પ્રેમાળ સ્વભાવ, એની ખંત અને દર્દીઓ પ્રત્યેના શુદ્ધ સ્નેહે ડૉ. મેનાને ખૂબ લોકપ્રિય બનાવી દીધી. એના કનસલ્ટિંગરૂમના રસ્તા ઉપર મોટરોની મોટી હાર દરરોજ જામતી હતી. ડૉ. મેનાને આથી વિઝિટો બહુ ઘટાડવી પડી હતી. અર્ધો સમય એટલે ચાર કલાક તો એમણે મધ્યમવર્ગ અને ગરીબવર્ગની બાઈઓ માટે સ્વતંત્ર રાખ્યા હતા. ડૉ. મેનાએ હવે પુરુષચિકિત્સા તદ્દન બંધ કરી દીધી હતી. તે માટે એમની પાસે સમય પણ નહોતો. સ્ત્રીઓ પુષ્કળ આવતી હતી. શરૂઆતમાં ડૉ. યાજ્ઞિક કરીને એક યુરોપ ફરી આવેલા

ડૉક્ટરને એણે મદદમાં લીધો હતો. પરંતુ મહત્ત્વાકાંક્ષી ડૉ. યાજ્ઞિકને પોતાનું ગજવું વધારે પ્રિય હોવાથી એને સ્વતંત્ર સ્વાર્થસિદ્ધિની સગવડ કરી આપી હતી. કોઈ નવા ડૉકટરને અનુભવ આપવા માટે ડૉ. મેના પોતાના મદદનીશ તરીકે રાખતી હતી. પરંતુ એ સર્વે ડૉકટરો પાંખ આવતાં સ્વતંત્ર રીતે ઉડ્ડયન કરતા હતા.

ડૉ. મેનાની ધનવાન સ્ત્રીદરદીઓ પુષ્કળ હતી. લોકોમાં એક ડૉકટર માટે જ્યારે સારો અભિપ્રાય ફેલાય છે, ત્યારે એના હાથમાં યશ છે એમ કહેવાય છે. લોકો એટલે ગાડરિયો પ્રવાહ. એ ગાડરિયો પ્રવાહ જ્યાં વહે ત્યાં વહેવા માંડે છે. ડૉ. મેનાના સદ્ભાગ્યે એ ગાડરિયો પ્રવાહ એના ગુણોએ પોતા તરફ વાળ્યો હતો. ડૉ. મેના સૌ દર્દીઓ ઉપર ખૂબ ધ્યાન દેતાં હતાં. દવાઓનો ઉપયોગ જેમ ઓછો થાય તેમ એઓ કરતાં હતાં. દવાઓનો વિશેષ ઉપયોગ અમુક રોગો શાંત કરીને નવા રોગો ઉત્પન્ન કરે છે એમ એમની માન્યતા હતી. આથી જેવી કુદરતી ઉપચારોથી પાકી તંદુરસ્તી મળે છે તેવી તંદુરસ્તી દવા અને ઔષધોથી મળતી નથી, એમ ડૉ. મેનાનું માનવું હતું. ધનવાન વર્ગ લગભગ સોએ સો ટકા દવાઓના ભોગી, અરે ગંજેરી જેવા થઈ જાય છે. એટલે એમને દવાઓ તો આપવી પડે છે. પરંતુ એ દવાઓનો યુક્તિસર અને ક્રમિક ઘટાડો ડૉ. મેના પોતાના દરદીઓ પ્રત્યે અજમાવતી હતી. સદા પ્રસન્ન મુખ, મધુર વાર્તાલાપ, મમતાભરેલું સેવાભાવી હૃદય અને પવિત્ર નિખાલસતાથી ડૉ. મેનાને એમની સ્ત્રીદર્દીઓના હૃદયમાં સ્થાન મળ્યું હતું.

ડૉ. મેનાએ ધનવાન દર્દીઓનો પુષ્કળ અનુભવ મેળવ્યો હતો. એમનાં ઘણાંખરાં દર્દો મોજીલા અને અસંયમી જીવનથી થાય છે. ધન, ઐશ્વર્ય અને સત્તા આવ્યા પછી એક જાતનું ગુમાન આવે છે. સાથે એ ધનનો ઉપયોગ પોતાના સુખ માટે કરાય છે. આ સુખ મેળવવા માટે ધનવાનો અનેક કૃત્રિમ અને પ્રતિકૂળ ઉપાયો કરે છે. એમની ઇન્દ્રિયોને જંગલી ઘોડાની પેઠે યથેચ્છ વિહારની સ્વતંત્રતા આપી દે છે. એમના આહારવિહારો દૂષિત બને છે. ઇન્દ્રિયના ઘોડા ધન, ઐશ્વર્ય અને સત્તાના બળથી અયોગ્ય માર્ગનું સેવન કરે છે.

તેમાં અનિયમિતતા ખૂબ આવે છે. ખાવાના અને પીવાના અપથ્ય પણ સ્વાદિષ્ટ પદાર્થોથી એઓ જીભ બગાડે છે. પરિણામે પેટ બગડે છે. દારૂ વગેરે માદક પીણુંઓથી પણ એમનાં શરીરો બગડે છે. સુંદર રૂપાળી સ્ત્રીઓના સેવનથી થતા વીર્યનાશથી પણ શરીરો બગડે છે, ખરાબ રોગો થાય છે અને ભવિષ્યની પ્રજામાં રોગો અને અશક્તિનો વારસો આપી જાય છે.

એમની એક દર્દી સુલતા હતી. એ સંપૂર્ણ યુવાનીમાં હતી. સુંદર, આકર્ષક અને નમણી એવી આ યુવતી રૂપાળી સ્ત્રીઓમાં પણ દીપી નીકળે એવી હતી. એ લક્ષાધિપતિની પુત્રી અને લક્ષાધિપતિની પુત્રવધૂ હતી. પતિ પણ કોડીલો, સ્વરૂપવાન, રસીલો, રંગીલો કંથ હતો. આ જગતમાં એમને જે જોઇએ તે હતું. મોટા રાજમહેલ જેવા બંગલા, મોટા સરસ રીતે રાખેલા શોભીતા બગીચાઓ, રોલ્સરોયસની બનાવટની મોટરો, સુંદર સ્વાદિષ્ટ ભોજન પકાવનારા રસોઇયા, નોકરો, દાસીઓ અને પડતો બોલ ઊંચકી લેનાર સેવા કરનારાઓ હતા. જાતજાતની સેંકડો સાડીઓથી કબાટો ભર્યાં હતાં. ઊંચામાં ઊંચા રેશમનાં પોલકાંઓના ઢગલાથી અનેક કબાટોનાં ખાનાંઓ ભરેલાં હતાં. ઝવેરીઓની દુકાનો શોધીશોધીને ભેગાં કરેલાં વાલ જેવડાં પાણીવાળાં મોતીઓની માળાઓ એની તિજોરીમાં મખમલની ડબી-ઓમાં શોભતી હતી. કિમ્બરલીની જમીનમાં પેદા થયેલા અને હોલેન્ડના કારીગરોએ સરસ રીતે આકાર આપેલા શ્વેત પાણીવાળા હીરાના હારો સુલતાની ડોકને શોભાવતા હતા.

સુલતા ભાગ્યશાળી મનાતી હતી. પરણ્યા પહેલાં સરસ તંદુ-રસ્તી ભોગવતી હતી. પરંતુ હમણાં એ બાગબગીચા, મહેલો, અલંકારો એને જરા પણ સુખ કે આરામ આપતાં નહોતાં. એ સર્વે એને ભારરૂપ થઇ પડ્યાં હતાં. એનો હોંસીલો સસરો અને વહાલ-સોઈ સાસુજી પોતાની પુત્રવધૂને પુત્રીથી પણ વધારે લાડથી પ્રેમ કરતાં હતાં. એના નોકરચાકરો જ નહિ પણ સગાંસબંધીઓ પણ એને સાક્ષાત્ લક્ષ્મીદેવીનો અવતાર ગણતાં હતાં; પરંતુ તેથી કંઈ સુખ હતું? તેથી કાંઈ હૃદયનો આરામ હતો? પૈસાદારની પત્ની

તરીકે એને પોતાના શરીરમાં અજીર્ણ, અપચો કે બંધકોશ જેવો રોગ નહોતો. સીધા સોટા જેવી એ ચપળ હરિણી જેવી રમણી હતી. ધનવાન છતાં સુલતા સંસ્કારી હતી. સાહિત્યની શોખીન હતી. સંગીત સારું જાણતી હતી. જ્યારે પોતાની દિલરુબા લઇને એ શાસ્ત્રીય સંગીતનાં પદો ગાતી, ત્યારે એને સાંભળવા દેવો આવતા એવો ભાસ થતો. જગતને મન એનો સુખનો કટોરો છલોછલ ભરેલો હતો. અન્ય ધનવાનોની ઈર્ષાળુ પત્નીઓની ઈર્ષાનો એ વિષય હતી. ખુશામતખોરોની પ્રશંસા એને વ્યાપી રહી હતી. બધું હતું, ...પણ ખરું સુખ ?

સુલતાના પતિ નરેન માટે એના પિતાએ એક અંગ્રેજ સાથી રાખ્યો હતો. એ હલકો માણસ હતો. નરેનને અંગ્રેજી સંસ્કૃતિના પાઠ શીખવવા માટે આ યોજના થઈ હતી. ધનવાન પિતાને અંગ્રેજી સભ્યતા ઉપર શ્રદ્ધા હતી. એ માણસની વિશેષ ઊંડી તપાસ કર્યા વગર કોઈની ભલામણથી અને પોતાનો દબદબો દેખાડવા આ યુરિપિયનને એમણે રાખ્યો હતો. આ યુરોપિયને નરેનભાઇને શ્વેતાંગ મહિલાઓની લતે ચડાવી દીધા હતા. એમાંથી નરેનભાઇને ગરમીના રોગની સુંદર અને કદી ખલાસ ન થાય એવી ભેટ મળી. ડોક્ટરોએ પારાનાં ઈન્જેકશનોથી એ રોગ મટાડ્યો, પણ ફરી એ ઊથલો ખાતો હતો. નરેનભાઈ પણ રૂપાળી સ્ત્રીઓ પાછળ નકામા લાગતા ધનનો વ્યય કરવાની ઠીક ઠીક તકો લેતા હતા. ગંદી ટેવ પડી હોય તે તો માત્ર અંતરના ઊંડા ઉપદેશ અથવા ચાનકથી જ જાય છે. નરેનભાઇને એના ભયંકર માર્ગમાંથી રોકનાર કોઈ નહોતું. દેશદેશાવરોમાં પણ જો કોઈ સરસ સ્વરૂપવાન ગાયિકાની વાત સાંભળવામાં આવે, તો નરેનભાઇ ત્યાં પહોંચી જવાને તૈયાર હતા. ઠેઠ અમૃતસરની પ્રખ્યાત ગાયિકાઓના સંબંધો પણ એઓ કેળવી શકયા હતા.

સુલતાને પતિદેવ તરફથી આ ઉત્તમ સરપાવ મળ્યો હતો. આર્ય સ્ત્રી આવી વાત કોને કહે ? આપણી સ્ત્રીઓ અનહદ સહનશક્તિવાળી હોય છે. સહન કરવું એ એમને મન એક લહાણું છે. ગુજરાતી સ્ત્રી ગમે તેવી સુસંસ્કૃત હોય છતાં અન્યાય સહન કરવાનું

એના લોહીમાં છે. લોકલાજની ખોટી મર્યાદા અને ડરપોકપણું પણ એના લોહીમાં છે. અસહકારને સમયે આ ડરપોકપણું ઘણી બહેનો-માંથી દૂર થઈ શક્યું હતું. પરંતુ તે પ્રજાના બહુ નાના ભાગને અસર કરી શક્યું હતું. છતાં આપણી સ્ત્રીઓને નીડર બનાવવા આવી કેટ-લીક કસોટીઓમાંથી પસાર થવાનું છે. સુલતાએ આ રોગ છુપાવ્યો. એનો વિકાસ થયો એટલે એક સ્ત્રી ડૉકટરની સલાહ લીધી. પૈસાની લાલચુ ડૉકટરે પોતાને ચાલુ ફી મળ્યા કરે તે માટે આ રોગને લંબાવ્યો, તે સુલતાથી સહન થયું નહિ. એણે ડૉ. મેનાનું શરણુ લીધું. અહીં એને સરસ ચિકિત્સા અને તેથી પણ સરસ નૈસર્ગિક જીવન-ની તાલીમ અને માવજત મળી.

ડૉ. મેનાએ નરેનભાઈને બોલાવ્યા. સાંજે હૉસ્પિટલના બગી-ચામાં પોતાની પાસે બેસાડીને એમના જીવન કે દુશ્ચરિત્ર વિષે બહુ જ વિવેકથી અને દૃઢતાથી વાત કરી. આ ભયંકર રોગ જે બે મિનિટના ભોગને અંતે આવે છે, તેનાં ખરાબ પરિણામો કહી બતાવ્યાં. પોતાનું લોહી બગડે છે, શરીર ભારરૂપ બની જાય છે, આ દર્દ અતિશય ખરાબ છે. એનાથી શરીરનું સત્યાનાશ વળે છે. એ પોતાના શરીરને માત્ર નુકસાન કરતું નથી, પરંતુ પોતાની પ્રિય પત્નીના શરીરને પણ બેહદ નુકસાન કરે છે. સુલતાનાં ગુહ્યાંગો ઉપર એની ખરાબ અસર શરૂ થઈ છે, ઈશ્વરકૃપાથી હજી બહુ વિકાસ પામેલી નથી તે પહેલાં એને દબાવવું શક્ય છે, પરંતુ હમેશ માટે થોડી અસર તો રહી જવાની. એટલું જ નહિ પણ એમની ભવિષ્યની પ્રજા ઉપર પણ એની અસર ઊતરવાની વકી છે. એના જેવું હઠીલું અને દુરાગ્રહી દર્દ બીજું કોઈ નથી. નરેન સમજુ હતો. એની માત્ર આંખો જ ઉઘાડવાની જરૂર હતી. ડૉ. મેનાએ યુક્તિ, પ્રેમ અને સમજાવટથી નરેનને સન્માર્ગે વાળ્યો.

સુલતાની પણ યોગ્ય ચિકિત્સા કરી લીધી, પણ મુખ્ય મદાર પતિપત્નીના લોહીસુધાર ઉપર રાખ્યો. ઉપવાસો, છાશ, દૂધ, શાક-ભાજી (ભાજી, ટમેટાં) પપૈયાં, નારંગી, મોસંબી, સંતરાં, કેળાં વગેરે ફળો, યોગ્ય કસરત, વાયુસેવન, પ્રભુભજન, સેવાકાર્યો, સૂર્યસ્નાન,

તૈલમર્દન પ્રાણાયમ વગેરે ઉપર મુખ્ય આધાર રાખ્યો. પતિપત્ની બંનેને આથી ખૂબ ફાયદો થયો. ત્રીજે વરસે નરેન અને સુલતાએ નવા બાળકનું નામકરણ કરવાની ક્રિયા કરવા ડો. મેનાને આગ્રહથી તેડાવ્યાં.

સુલતા અને નરેન ડો. મેનાના અનુયાયીઓ બન્યાં. સુલતા સ્ત્રીમંડળના સાહિત્ય, કળા અને આનંદવિભાગના સેક્રેટરીના પદનું કામ અતિ ઉત્સાહથી કરતી હતી. ડો. મેના એવા દર્દીઓ પાસે ફી ન લેતાં એમની સેવા જ સ્વીકારતાં હતાં. એમના હૃદયમાં આપણી સ્ત્રીઓને માટે બનતું કરવાની ધગશ હતી. નરેન પણ ડો. મેનાનાં કાર્યોનો પ્રશંસક અને અનુમોદક બની રહ્યો.

પ્રભાવતી મિલમાલિકની પત્ની હતી. એની ઉંમર સત્તાવીસ વરસની હતી. પતિ પરમાનંદદાસ પાંત્રીસ વરસના હતા. બંને રોગી હતાં. બંને ચા–દેવીના અનન્ય ભક્તો હતા. દિવસના ડઝન વખત ચા પીધી હોય તો પણ એમને મન ચાનો ઉપવાસ કર્યા બરાબર હતું. પત્નીને કંઇ કામ નહોતું. સવારે દેરાસરમાં દર્શન કરી આવે તે પહેલાં ચા પીધી હોય. આવીને પણ ચાનો પ્યાલો આરોગે. પછી એક અંગ્રેજી જાસૂસની વાત કે પ્રેમવાર્તા લઇને હિંડોળાના તકિયા ઉપર આળોટી પડે. જમતી વખતે પણ એક રોટલી અને થોડું શાક, થોડો ગોળ અને દાળભાત ખાય. એક રોટલી પણ પચે નહિ. જમ્યા પછી તરત જ ચાનો પ્યાલો પી જાય. પાછી બે વાગે ચા જોઇએ. ચાર વાગે જોઈએ. સાંજે છ વાગે જમીને ચા જોઈએ. રાત્રે પણ જોઈએ. ઘણી વખત બેત્રણ પ્યાલા સાથે પી જાય. પ્રભાવતીબાઈનું માથું દર ત્રણચાર દિવસે દુઃખે. પગોમાં તો ચાલુ સુસ્તી રહે. બંધકોશ તો એના શરીરમાં ચાલુ રહે. કોઈ દિવસે દસ્ત પોતાની મેળે સાફ આવે નહિ. ત્રણત્રણ દિવસે જુલાબ લેવો જોઈએ. પેટમાં ઝીણું શૂળ તો હમેશાં ઊપડે.

પ્રભાવતીબાઈના પતિ પણ સવાદિયા હતા. એમને ભજિયાં, કચોરી, રાયતાં, સેવગાંઠિયા, કડોળ વગેરે બહુ જ ભાવે. એ રોટલી-દાળભાત નજીવાં ખાય પણ આ તેલમાં તળેલી, મરચાંમસાલા-વાળી સ્વાદિષ્ટ વાનીઓ માટે એની જીભમાં પાણી છૂટે. પ્રભાવતીબાઈ

પણ આ કૃત્રિમ વસ્તુઓનાં રસિયાં બની ગયાં હતાં. કોઈને ત્યાં વારતહેવારે આવાં ભોજનો થાય ત્યારે આમને ત્યાં દરરોજ થાય. પ્રભાવતીબાઈ રોગી બન્યાં હતાં છતાં આવા સ્વાદુ પદાર્થો છોડવા રાજી નહોતાં. એમના પતિદેવને પણ દમ પૂર્વસ્વરૂપમાં લાગુ પડ્યો હતો. અનિયમિત ખાવું, અનિયમિત સૂવું અને અનિયમિત ઊઠવું એ આ પતિપત્નીની ખાસિયતો બની રહી હતી. સારાં નાટક અને સિનેમાનાં બંને શોખી ન હતાં, પરંતુ ડૉક્ટરની દવાનાં તો અનન્ય ઉપાસકો હતાં. ટેબલ ઉપર દરરોજ બાટલીઓનું પ્રદર્શન ભરાયલું જ હોય. ડૉક્ટર રોજ પતિપત્નીની તબિયત જોવા આવે. તે સમયે નવી નવી કંઈક ફરિયાદ હોય જ. ડૉક્ટર પણ નવાં નવાં મિક્ષ્ચરો પ્રશંસા કરીકરીને આપે. ૩૬૫ દિવસોમાં એકેય દિવસ દવા વગરનો જતો ન હતો.

પ્રભાવતીબાઈને જરા પણ મહેનતનું કામ કરવાનું નહોતું, છતાં શરીરે સુકલકડી હતાં. એમને વિશેષ પચતું નહિ. ડૉ. મેનાની કીર્તિ સખીઓ દ્વારા પ્રભાવતીબાઈએ સાંભળી. ધનવાનો નવા નવા ડૉક્ટરોને બાળકોનાં રમકડાંની પેઠે રમવા માટે અજમાવે છે. એ પ્રમાણે પ્રભાવતીબાઈને જરા મોંઘું આ રમકડું અજમાવવાનું મન થઈ ગયું. આવા દરદીઓને થોડી વારમાં જ ડૉ. મેના ઓળખી લેતી હતી. એમના ઉપર એમને ખૂબ માયા રહેતી. સાંજે ચા પીવા એવા દરદીઓને ડૉક્ટર બોલાવી એમની રહેણીકરણી સુધારવાની કોશિશ કરતી હતી. એવાં ઘણાં રોગીઓ ડૉક્ટરને એમના સેવાકાર્યમાં સહાયક બની રહ્યાં હતાં. ડૉક્ટર એવાને તરત સમજી શકતી હતી. પ્રભાવતીબાઈને પણ સાંજે પોતાને ત્યાં બોલાવ્યાં. એમની સાથે વાતો કરી આશ્વાસન આપ્યું. ચાના વિશેષ ઉપયોગથી થતાં નુકસાનો કહી સંભળાવ્યાં. દર અઠવાડિયે એક એક પ્યાલો ઓછો કરવાનો કોલ લીધો. બીજે રવિવારે સાંજે મરચાં, મસાલા, તેલવાળા, તીખા, ખાટા, ખારા અને સ્વાદિષ્ટ પદાર્થો વિષે વાતચીત ચાલી. એનો ઉપયોગ ઓછો કરવાનું વચન લીધું. પછીના રવિવારોને દિવસે કસરત નિયમિત કરવા, મગજને યોગ્ય ખોરાક માટે કામ આપવા, અને ખુલ્લી હવાનો લાભ લેવા માટેના ફાયદા કહી બતાવ્યા. ધીમે ધીમે કુદરતી જીવન ઉપર પ્રભા-

વલીબાઈ આવવા લાગ્યાં. એમની ફરિયાદો દૂર થવા માંડી. શાકભાજી, લીલાંસૂકાં ફળો, સૂર્યસ્નાન, ઉદ્યોગી કામગરું જીવન—એનાથી પ્રભાવતીને ઘણો ફાયદો થયો.

ડૉ. મેનાએ પરમાનંદદાસને પણ રવિવારની સાંજે બોલાવ્યા. આમાં ઘણી વખતે પોતાના પતિ રમણલાલ પણ હાજર હતા. એમને આ વાતો સમજવામાં રસ આવતો હતો. ડૉ. મેના એમને પોતાના પતિ તરીકે ઓળખાવતી હતી અને એમનાથી મારે કાંઈ છૂપું નથી એ પણ સાથે કહી દેતી હતી. ડૉ. મેનાએ પરમાનંદદાસને પણ યુક્તિ-પૂર્વક સમજાવ્યા. ચા તથા ખારા, ખાટા, કડવા, તીખા અને દાહ ઉત્પન્ન કરે એવા પદાર્થોનું સેવન ધીમે ધીમે ઓછું કરી તેને ઠેકાણે દૂધ, દહીં, ઘી, ઘઉં, ચોખા, છાશ, શાકભાજી, સૂકાંલીલાં ફળોનો ઉપયોગ વધારવા માટે સમજાવીને કહ્યું. દવાથી હંમેશ માટે ફાયદો થતો નથી. રોગનિવારણ કરવા માટે શુદ્ધ, સાત્ત્વિક, પવિત્ર વાતા-વરણ અને સાત્ત્વિક ખોરાકવાળું જીવન ઉપયોગી છે. પરમાનંદદાસને આ વાતો ધ્યાનમાં આવી ગઈ. ડૉ. મેનાએ એમને ખાસ ભારપૂર્વક એકદમ આ ટેવો મૂકવા મનાઈ કરી. પરંતુ ધીમે ધીમે પણ ચોકસા-ઇથી પ્રમાદ વગર આ ફેરફાર છ માસની અંદર અથવા છેવટે બાર માસની અંદર કરી લેવા જણાવ્યું. તરત ફેરફાર કરવાથી શરીરને અને મજ્જાતંતુઓને ધક્કો લાગે છે. પરમાનંદદાસે એ સ્વીકાર્યું.

પરમાનંદદાસ સિગરેટો પણ ઘણી ફૂંકતા હતા. દરરોજ બે પોકેટ ખલાસ કરતા હતા. એમને દમ શરૂ થયો હતો. છતાં સિગા-રેટનો શોખ વિકાસ પામ્યા કરતો હતો. એ શોખ ઘટાડવા માટે ડૉ. મેનાને ભારે તકલીફ પડી. પરંતુ પ્રભાવતીએ એમને ખૂબ સુંદર સહકાર આપ્યો. પતિને એણે દબાણમાં લીધા. પત્નીને પરમાનંદદાસ ચાહતા હતા. એટલે એમણે છેવટે સિગારેટના શોખ ઉપર કાપ મૂક-વાનું સ્વીકાર્યું. બાર માસની મુદતમાં એમણે સિગારેટ તદ્દન છોડી દીધી. ખાવાપીવા ઉપર પણ પત્નીએ ડૉ. મેનાની સૂચના મુજબ નિયમન સહિત અંકુશ મૂક્યો. રોજ ખારાખાટા પદાર્થો ખાવા મળે નહિ. વારતહેવાર અને રવિવારે મળે. તેમાં પણ છેવટે દર વખતે ઘટાડો

કરવા માંડયો. દંપતી ડો. મેનાનાં મિત્રો બન્યાં. પ્રભાવતી એમના સ્ત્રીમંડળમાં જોડાઈ, આગેવાનીભર્યો ભાગ લેવા લાગી. પતિ પણ ડો. મેનાના સેવાકાર્યમાં ધનની સહાય આપતા હતા. ડો. મેના કહેતાં કે "એક વ્યક્તિના જીવનને સુધારવું એ મોટામાં મોટું પ્રચાર-કાર્ય છે. એનો ચેપ ખૂબ ફેલાય છે. આજે તમે બીજ વાવો તો કાળે કરીને એમાંથી સુંદર વૃક્ષ થાય એવી સંભાવના રહે. સારું કામ કદી વ્યર્થ જતું નથી."

"મેના! તું આખા સમાજને સુધારે છે પણ તારા ઘરમાં અંધારું ઘોર છે." પતિએ ચા પીતાં એક દિવસ પત્નીને કહ્યું.

"એમ કેમ? મને કંઈ ખબર નથી. હું સમજી નહિ."

"હું તો કાન્તાની વાત કરું છું. એને તું સુધાર. મને હવે કંટાળો ઊપજે છે. ભારે સુગાળ છે."

"એટલું બધું શું છે? તમે નાહકના ગંભીર બનો છો."

"અરે તું જ એની ગંભીરતા ઓછી આંકે છે. એ કેટલી રિસાળ છે! કોઈની સાથે બને જ નહિ. માતુશ્રી જેવાં સાથે પણ એ ઝગડી પડતાં વાર લગાડે નહિ. મોઢેથી બોલે નહિ. પણ પૂરો અસહકાર આદરે. છોકરાંઓને માર્યા કરે. હું સમજાવું, માતુશ્રી સમજાવે, પણ એનો રીસ ઊતરે જ નહિ. કંઈ વાંચવું નહિ, કોઈ સાથે મોકળાશથી વાત કરવી નહિ. વાતવાતમાં મોં તોડી જ લે. કોઈને પ્રેમથી બોલાવે નહિ. હસીને વાત કરતાં મેં એને જોઈ નથી. મોઢું તો ચડેલું જ રહે."

"તમે એની સાથે પ્રેમથી વર્તો. એના ઉપર કદી પણ ગુસ્સે થાઓ નહિ. હસીને જ વાત કરો. મારા પ્રત્યે અભાવ છે એટલે મારું નૈતિક દબાણ કાન્તાના સ્વભાવ ઉપર ઓછી અસર કરશે. છતાં હું વિચારી જોઈશ. ઉતાવળ કરશો નહિ. સ્વભાવ સુધારવો એ મહાન કાર્ય છે. એ લગભગ અસાધ્ય દર્દ જેવું છે. છતાં પ્રયત્નો કરવા એ આપણી ફરજ છે. એ ફરજમાં હું પાછી નહિ પડું. તેની ખાતરી રાખજો," ડો. મેનાએ કહ્યું.

# ૧૧ : ધનવાનોનાં ઘરો

ડો. મેનાના ઘણા ધનવાન દરદી મિત્રો હતા. એમને ઘેર ડોકટર તરીકે અથવા મિત્ર તરીકે ડો. મેનાને જવું પડતું. એ સર્વે મિત્રોનાં ઘરો બાદશાહી ઇમારતો જેવાં વિશાળ હતાં. એમાં બગીચાઓ પણ હતા. પરંતુ વ્યવસ્થા અને દેખરેખ ખામીભર્યાં હતાં. પ્રભાવતીના મોટા દીવાનખાનામાં કીમતી ગાલીચાઓ પાથર્યા હતા. ફર્નિચર પણ કીમતી હતું. પરંતુ ડો. મેનાએ ગાલીચાને ઊંચો કરી બતાવ્યો. નીચે ઝીણી રજ અને ધૂળનો થર હતો. ગાલીચો કોઈ દિવસે ઉપાડીને નીચે સાફ કરવાની શેઠાણીઓએ વ્યવસ્થા રાખી જ નહોતી. દરેક વસ્તુ દેખરેખ માગે છે. ફર્નિચરના ભીંત તરફના ભાગ ખસેડીને ડો. મેનાએ બતાવ્યા, તે રજવાળા હતા. ફર્નિચરની નીચે ખૂણાના ભાગમાં ડો. મેનાએ કચરો બતાવ્યો.

"ચાલો સુલતાબહેન, તમારું રસોડું અને ભંડાર જોઇએ," ડો. મેનાએ કહ્યું.

"હું તો ત્યાં જતી નથી, ત્યાં શું જોવાનું છે?"

"ત્યાં તો પ્રદર્શન દેખાડીશ. બહુ મજા પડશે."

સુલતાબહેનનું રસોડું મોટું અને સગવડવાળું હતું. રસોઇયા અને નોકરને સ્વાધીન હતું. શેઠાણી એ તરફ જરા પણ નજર રાખતાં નહિ. રસોડાની ભીંતોના ખૂણા ઉપર જાળાં બાઝયાં હતાં. રસોડાની ખાળ ચીકણી હતી. રસોઇયો તમાકુ અને પાનનો બંધાણી હતો. એટલે રસોડાની ભીંતોના ખૂણા ઉપર પિચકારીઓ મારી એને રંગી

નાખ્યું હતું. રસોડાની ભીંતો ધુમાડાથી કાળી થઈ ગઈ હતી. એને ચૂનો દેવરાવવાની જરૂર હતી. અંદર પુષ્કળ માખીઓ ગણગણાટ કરતી હતી. સુલતાને ડો. મેનાએ આ બધું બતાવ્યું.

"અરે! મને તો સ્વપ્ને પણ ખ્યાલ નહોતો કે રસોડું આવું ગંદું હશે. રસોઇયો અને નોકરો પગાર ખાય છે છતાં તદ્દન બેદરકાર છે. નિમકહરામ ક્યાંના!"

"એમાં નોકરોનો વાંક કાઢવો નકામો છે. દરેક વસ્તુ ગૃહિણીની દેખરેખ માગી લે છે. ધણી વગરનાં ઢોર સૂનાં."

"પણ પગાર શેના ખાય છે? એટલું કામ પણ એમનાથી ન થાય?"

"સુલતા, તમે વધારે પડતી આશા રાખો છો. દેખરેખ રાખવાનું કામ માલિકનું છે, નોકરનું નથી. માલિકે પોતાની ફરજ અદા કરવી જોઇએ."

"મને એનો ખ્યાલ નહોતો. હવે તો દરરોજ રસોડામાં આંટો દઈશ."

"આવો સુલતા, તમારો ભંડાર જોઈએ. ત્યાં પણ કંઇ ઉપયોગી શિક્ષણ મળશે."

"હું તો ત્યાં કોઇ દિવસ જતી નથી, મારાં કપડાં મેલાં થાય."

ભંડારમાં તો ભારે અવ્યવસ્થા હતી. ભીંતો અને છતના ખૂણાઓ ઉપર કરોળિયાનાં જાળાં બાઝયાં હતાં. મચ્છરો બણબણતા હતા. અંદર કંસારિયો સંતાકૂકડીની રમત રમતી હતી. ભંડારમાં પિત્તળની મોટી અનાજ રાખવાની કોઠીઓ જમાનાને લીધે તદ્દન કાળી પડી ગઇ હતી. કોઠીઓની પાછળ કચરો પડ્યો હતો, તે દૂરથી પણ દેખાતો હતો.

"અરે, આ તો ગંદકીનો ઉકરડો બનાવી મૂક્યો છે. મને આવી ગંદકીનો સ્વપ્ને પણ ખ્યાલ નહોતો," સુલતાએ ઉદ્‌ગારો કાઢ્યા.

"હજી તમે બધું જોયું નથી. આ નાટકના હજુ થોડા અંકો જોવાના છે." ડો. મેનાએ કહ્યું.

મોટી પિત્તળની કોઠીઓ ઉપરથી ઢાંકણાં ખોલવામાં આવ્યાં, અંદર અનાજ ભર્યું હતાં. અનાજ સાફ હોવાનો સંભવ હતો, કારણ કે ભંડારની દેખરેખ માટે એક બાઈની ખાસ નિમણૂક હતી. છતાં અનાજની મૂઠી ભરી ડો. મેનાએ સુલતાને બતાવી. તેમાં અનેક જીવડાં હતાં. દરેક કોઠીમાં એ જ સ્થિતિ જોવામાં આવી.

"જુઓ સુલતા, તમે નોકરોનો દોષ કાઢશો નહિ. હું ફરીથી ભાર મૂકીને કહું છું કે ગૃહિણીની નજર હોય તો દરેક વસ્તુ સ્વચ્છ રહે."

"રોજ રોજ તે હું ક્યાં દેખરેખ રાખવા જાઉં? એ કામ શું મારું છે?"

"એ કામ જરૂર તમારું છે, બહેન! તમે માત્ર ચોવીસ કલાકમાંથી દશ મિનિટ જ બચાવીને નજર ફેરવતાં જાઓ, એટલે બધું ચક્ર બરાબર ચાલશે. દાખલા તરીકે જુઓ આ અનાજમાં જીવડાં જોવામાં આવ્યાં. મને શક છે કે એ અનાજ એમ ને એમ જીવાત સાથે જ ચક્કીમાં પિસાય છે, એ યોગ્ય થાય છે?"

સુલતા માથું નીચું કરી નીચે જોઈ રહી.

"ચાલો, હજી નાટકના બીજા અંકો જોઈએ. તેઓ પાણીની ગોળીઓ પાસે આવ્યાં. એના ઉપર સફેદ કપડાનાં ગળણાં વીટેલાં હતાં. ડો. મેનાએ એક ગોળી ઉપરથી ઢાંકણું ઉપાડીને ગોળીની અંદરના ભાગમાં આંગળી ઘસી. આંગળી ઉપર લીલાશવાળો ડાઘ થયો. ગોળી બહારથી જરૂર સાફ થતી હતી, પરંતુ અંદરથી સાફ થતી નહોતી. આથી આખી લીલ બાઝી ગઈ હતી. પાણી પણ જેવું જોઈએ તેવું સ્વચ્છ ન હતું.

"હું તે આ બધાં ઉપર કેટલું ધ્યાન આપું?" સુલતાએ ઉદ્ગાર કાઢ્યા.

"ગૃહિણી સિવાય બીજું કોણ ધ્યાન રાખે? બીજાની કાંઈ ફરજ છે? માત્ર તમે અઠવાડિયામાં પાંચ મિનિટ પણ જો ગોળીઓની તપાસ કરશો, તો તમને અવલોકનની સુંદર ટેવ પડશે અને

નોકરો પોતાનું કામ સરસ રીતે બજાવશે. તમારે આ નવી ટેવ (દેખરેખની) પાડવી જોઈશે. નહિ તો જીવડાંઓ સાથે અનાજ દળાશે અને તમારે ખાવું પડશે."

"ચાલો, હવે વાસણો જોઇએ. રસોડાની જોડેના નાના ખંડમાં અભરાઇઓ ઉપર વાસણો ગોઠવી મૂક્યાં હતાં. બહારથી સૌ ચળકતાં હતાં. ડો. મેનાએ ખૂણામાંથી એક વાસણ ઉપાડીને સુલતા સામે ધર્યું, ને કહ્યું: "આના તળિયામાં ગોળ ફરતી આંગળી ફેરવો."

સુલતાએ આંગળી ફેરવી, અંદર ચિકાશ જોવામાં આવી. આંગળી ચિકાશવાળી થઇ ગઇ. બીજાં બેત્રણ વાસણો પણ એ જ રીતે ઉપાડીને જોયાં. તેમાં પણ એવી જ હાલત જોવામાં આવી.

"સુલતા, મહિનામાં એક વખત બેત્રણ મિનિટ જ નિરીક્ષણ માટે રાખો તો નોકરો તમને ફરિયાદનું કારણ આપશે નહિ."

હવે આપણે બીજા ખંડો નહિ તપાસીએ. તમારે ત્યાં બે રસોઇયા, ચાર નોકરો અને બે દાસીઓ છે. એ તમારું સૈન્ય છે. એને યોગ્ય માર્ગે દોરવવાની વ્યૂહરચના તો તમારે જ કરવાની છે. એ કામ નોકરોનું નથી."

"વારુ, સુલતા! શાક ક્યારે બજારમાંથી આવે છે, તે કેટલા વજન-નું, કેટલી કિંમતનું છે અને કઈ જાતનું આવે છે તે તમે જોયું છે?"

"ના રે ના, વળી એ ઉપાધિ ક્યાં મારે ગળે વળગાડું?"

"શાકને બરાબર સાફ કરી છોડાં નીકળે છે કે નહિ, એ શાક બરાબર ધોવાય છે કે નહિ, તે ક્યારે પણ જોયું છે? વઘારમાં કેટલું તેલ પડે છે, મરીમસાલા કેવા પડે છે તે અવલોક્યું છે?"

"ના રે ભાઇસા'બ, એવું એવું તો મને સૂઝે નહિ."

"ગૃહિણીની ફરજો તો સૂઝવી જ જોઇએ. તમારે હવે એ ટેવો પાડવાની છે. તમારે ત્યાં જેટલું નુકસાનમાં અને અંધારામાં જતું હશે, તેમાંથી ત્રણચાર કુટુંબોનું પોષણ જરૂર થઈ શકે. દેખરેખ વગર બગાડ થતો હશે જ. તમારે ત્યાં મસાલા કોણ ખરીદ કરી લાવે છે?"

"એ રસોઇયાનું કામ છે. એ હિસાબ રાખે છે. કેશિયર પાસેથી પરભાર્યા પૈસા લે છે."

"કેટલી કિંમતના મસાલા આવતા હશે? તેનો ખપ કેટલા પ્રમાણમાં થતો હશે?"

"મને એ વિષયમાં જરા પણ માહિતી નથી."

"જુઓ સુલતાબહેન, તમે ભણ્યાંગણ્યાં છો. સંસ્કારી છો. સભાઓમાં સરસ વ્યાખ્યાનો આપો છો. સંગીતમાં અને ચિત્રકળામાં પ્રવીણ છો. સરસ રીતે અને સુંદર વ્યવસ્થાથી વસ્ત્રાલંકારો પહેરી શકો છો. નૃત્ય પણ કરી શકો છો—આટલી બધી ચતુરાઈ છતાં ગૃહિણીની જે મુખ્ય ફરજ છે, તે તમે કેમ ભૂલી જાઓ છો? આ જોઈ મને આશ્ચર્ય થાય છે."

"આ જાતની મારી ફરજ કયારે પણ હોય તેનું મને ભાન નહોતું. ખાવા, પીવા, સૂવા અને આરામ લેવા માટે ઘરો છે. અમારી સેવા માટે નોકરો છે. તેમને અમે પગારો આપીએ છીએ. એટલે તેમાં અમારી ફરજોની પૂર્ણાહુતિ થાય છે એમ હું આજ સુધી માનતી હતી."

"વારુ સુલતા, અનાજ કોણ લાવે છે?"

"પેઢીનો મહેતાજી લાવે છે. એ કામ એનું છે."

"અનાજની વરદી કોણ આપે છે?"

"રસોઇયો આપે છે. રસોઇયો દરરોજ દુકાને જઈ રાત્રે ત્યાં વરદી આપી આવે છે."

"અનાજ કેટલું વપરાય છે? કેટલું રંધાય છે? કયારે ખલાસ થાય છે?"

"હું તો એના વિષે કાંઇ જાણુતી નથી. રસોઇયો એ બધો હિસાબ રાખે છે."

"તમે કદી હિસાબની ચોપડી વાંચો છો?"

"ના, મેં એનું મોઢું પણ જોયું નથી. એ કામ દુકાનના મહેતાજીનું છે.

"ગોળ, ખાંડ, ઘી, તેલની બાબતમાં પણ એમ જ ચાલતું હશે."

"હા, હું કે ઘરનો બીજો કોઈ માણસ દેખરેખ રાખતાં નથી."

"તમારે ત્યાં કેટલું ઘી દર માસે વપરાય છે?"

"તે હું જાણતી નથી. મેં પૂછપરછ કરી નથી."

"કપડાંલત્તાંની બાબતમાં તમે કેમ કરો છો? એ કોણ ખરીદી આવે છે?"

"મારાં કપડાં તો હું ખરીદું છું. બિલ પર સહી કરી આપું છું, તે પેઢીએથી ચૂકવે છે. માણસો પોતાને માટે પોતે ખરીદે છે."

"કેટલી ગાયો અને ભેંસો તમારે ત્યાં છે?"

"પાંચ ગાયો અને બે ભેંસો છે. દશેક વાછરડાંવાછરડીઓ પણ હશે."

"ગાયોને દોવરાવવી, એમને ખાવાનું આપવું, એમની સેવા કરવી એ કામ કોનું છે?"

"ખાસ નોકર એ કામ કરે છે. દુકાનનો મહેતો એને સૌ જોઇતી ચીજો ખરીદ કરી આપે છે."

"ગાયોને શું ખવરાવવામાં આવે છે? એમના માટે માસિક કેટલી અને કેવી વસ્તુઓ જોઇએ છે? કેટલી ગાયો દૂધ દે છે, કેટલી વસૂકી ગઈ છે, એ માટે દેખરેખ રાખો છો?"

"એ બધું ગાયોનો નોકર કરે છે. મેં કોઇને ય કયારે પણ પૂછયું નથી. એ તો બધું ચાલ્યું આવે છે. મેં કદી એમાં માથું મારવાની ફરજ વિચારી નથી."

"ગાયો રોજ કેટલું દૂધ આપે છે? કહી શકશો?"

"સુલતાએ કાને હાથ મૂકી માથું ધુણાવ્યું."

"દૂધનું દહીં જમાવીને માખણ નીકળે છે? કેટલું ઘી રોજ બને છે?"

"માખણ ખાવાને તો મળે છે, ઘી કેટલું થાય છે તે તો બાઈ-ને ખબર હશે."

"તમારે ત્યાં કેટલા ગાડીઘોડા છે? કેટલી મોટરો છે?"

"એક ગાડીઘોડો છે. ત્રણ મોટરો ચાલે છે. ત્રણ ડ્રાઈવરો છે."

"ઘોડાને માટે ચંદી અને મોટરો માટે પેટ્રોલ–તેલનો હિસાબ કોણ જુએ છે?"

"ગાડીના કોચવાનને ઘોડા સંબંધી વિગતોની ખબર હશે. મહેતાજી એને ઘાસ અને અનાજ વગેરે લઈ આપે છે. પેટ્રોલ માટેની બુકો તો અમારી પાસે રહે છે. અમે સહી કરી પેટ્રોલની કુપનો આપીએ છીએ. એનો હિસાબ દુકાને ચૂકવે છે."

"મોટરમાં કેટલું પેટ્રોલ વપરાય છે? કેટલા ગેલન પેટ્રોલ વપરાયું તેનો હિસાબ તમે રાખો છો?"

"માણસોની મોટરોનો હિસાબ એમની પાસે રહેતો હશે. મારી મોટરના પેટ્રોલ માટે તો જ્યારે મોટર હાંકનાર સહીવાળું કુપન માગે છે ત્યારે હું આપું છું. કેટલું પેટ્રોલ મારી મોટરમાં જોઈએ છે તે ખટપટમાં હું ઊતરી નથી."

"બગીચાના માળી કેટલા છે?"

"બે માળી બગીચામાં કામ કરે છે."

"બગીચામાં કેવાં ફૂલો વાવવાં, કેવાં શાકો વાવવાં, કેવાં ફળ-ઝાડો વાવવાં, તે તમે જુઓ છે?"

"મને બગીચાનો શોખ છે. ફૂલોનો પણ શોખ છે. પણ દેખરેખનો ખૂબ જ કંટાળો છે. બગીચામાં શું થાય છે, શું વવાય છે, તે પણ હું જાણતી નથી."

"સુલતા! તમને રસોઈ કરતાં આવડે છે?"

"અહીં આખી જિંદગીમાં ચૂલો જ કોણે સળગાવ્યો છે? પિયરમાં યે રસોઇયો અને અહીં પણ રસોઇયો છે."

"કપડાં ધોતાં આવડે છે?"

"કપડાં ઉપર ક્યારે પણ સાબુ લગાડ્યો નથી, શરીર ઉપર તો લગાડ્યો છે."

" અનાજ સાફ કરતાં આવડે છે?"

" સૂપડાને હું કદીયે અડકી નથી."

" ઘરમાં ઝાડુ કાઢતાં અને કચરો કાઢતાં આવડે છે?"

" ઝાડુ હાથમાં ક્યારેય પકડયું નથી."

" બહેન સુલતા! તમારી આર્થિક સ્થિતિ સારી છે, તેવી જ રહો એવી પરમાત્મા પ્રત્યે પ્રાર્થના છે. પરંતુ જગતમાં મહાપુરુષોને પણ ચડતીપડતી આવી છે. રામ, કૃષ્ણ, પાંડવો અને બીજા કોઈ અવતારી પુરુષો અને સન્નારીઓ સુખદુઃખના અને ચડતીપડતીના પ્રવાહમાંથી મુક્ત થયાં નથી. માટે મારી તો એક જ ભલામણ છે કે કામ શીખવું જોઇએ. પછી ન કરવાનો પ્રસંગ આવે એ જુદી વાત છે. પણ ઘરકામ તમારે જાણવું જોઇએ. ક્યારેક ખરાબ પ્રસંગ આવ્યે રોઇને બેસી રહેવું ન જોઇએ. ગૃહકાર્ય એ આપણા સ્ત્રીસમાજ માટે ભૂષણરૂપ છે. એથી આપણું સ્વાસ્થ્ય સુધરે છે. આપણી આવડત વધે છે. હું ડોકટર છું છતાં મેં મારું ઘરકામ કરેલું છે. એટલે હું બધાં કામ કરી શકું છું. મને કોઈ કામ માટે નવીનતા લાગતી નથી. શરીરમાં શક્તિ, સ્ફૂર્તિ અને મજબૂતી લાવવી હોય તો ઘરકામ કરવું એવો મારો મત છે. સ્ત્રીઓને સીવતાં, વેતરતાં, અને ભરતગૂંથણ કરતાં પણ આવડવું જોઇએ. આપણો સંસાર સુધારવો હોય તો જાતે કામ કરતાં શીખવું જોઇએ. પોતાના નિયતકર્મનો ત્યાગ કદી પણ ન કરવા ભગવાન શ્રીકૃષ્ણનો પણ ગીતાજીમાં ઉપદેશ છે."

## ૧૨ : અગત્યના રોગો

આપણો ગૂજરાતી ધનવાન સ્ત્રીવર્ગ શ્રીમંત છતાં આધિ, વ્યાધિ અને ઉપાધિથી યુક્ત છે. ધન અને સુખસગવડો છતાં અંતરની શાંતિ એમને નથી. તે મેળવવાના માર્ગો એમને અનુકૂળ પડતા નથી. મોજમજા, વિલાસ અને ભોગ—એમાંથી એઓ સુખ લેવા માટે દોડે છે. પરંતુ એ ઝાંઝવાનાં જળ છે. એના અતિશયપણાથી રોગો શરીરમાં ઘર કરી જાય છે. શરીરો સુંવાળાં અને તકલાદી બને છે. વાડી, ગાડી અને બંગલા એમને મનની અને શરીરની શાંતિ આપી શકતાં નથી. એને માટે તો ધનવાન વર્ગની સ્ત્રીઓને પોતાની કાર્યશક્તિ કેળવવી પડશે. એને માટે ધનવાન વર્ગે શારીરિક તથા માનસિક—બન્ને ક્રિયાઓ કરવી પડશે. ખરું સુખ તો બીજાઓને સુખ આપવામાં રહેલું છે. સેવાધર્મ એ જ સુખનો માર્ગ છે. ભર્તૃહરિ એક શ્લોકમાં કહે છે કેઃ—"હાથનાં કંકણો, હારો, બાજુબંધો અને બીજા અલંકારો અને ખૂબ ઠઠારો માણસને શોભાવી શકતો નથી. પરંતુ નિર્મળ વાણી અને નિઃસ્વાર્થ ક્રિયા (પરોપકાર) મનુષ્યને સુખશાંતિ આપે છે." એક લોકદૂહો બરાબર કહે છે કેઃ—

"જનની જણજે ભક્તજન, કાં દાતા કાં શૂર."

આ ત્રણ ધંધા જ સુખ આપી શકે છે.

આપણે ધનવાન વર્ગની સ્ત્રીઓના પ્રશ્નો અને સમસ્યાઓ તપાસી હજી આવા અનેક દાખલાઓ જુદાજુદા દૃષ્ટિકોણના આપી શકાય તેમ છે. અવલોકનકાર આંખો ખુલ્લી રાખે તો જગતમાં ઘણું જોઈ—આવલોકી શકે છે. એને ઘરેઘર જુદીજુદી સમસ્યાઓ જોવામાં આવશે. ઘણાંખરાં ધનવાનોનાં દુઃખો પણ પોતાનાં જ બનાવેલાં અને ઉત્પન્ન કરેલાં છે. સહેજ પ્રયત્ન કરે તો આ સ્ત્રીઓ પોતાનું તેમજ પારકાનું ખૂબ ભલું કરી શકે. સ્વાર્થત્યાગ અને પરોપકારવૃત્તિમાં એઓ પોતાનાં ઐશ્વર્ય અને શક્તિ ખર્ચે, તો એઓ સુખી-શાંત જીવન ગુજારી શકે છે. સુખ મેળવવા માટે ભગ-

વાન બુદ્ધે ઉપદેશેલો મધ્યમ માર્ગ ઉત્તમ છે. શ્રીગીતાજીમાં પણ લખ્યું છે કે બહુ ખાનાર માટે યોગ નથી, બહુ ભૂખ્યા રહેનાર માટે પણ યોગ નથી, બહુ સૂનાર માટે પણ યોગ નથી, બહુ જાગનાર માટે પણ યોગ નથી. પરંતુ યોગ્ય આહારવિહાર કરનાર, યોગ્ય મહેનત અને યોગ્ય આરામ લેનાર, યોગ્ય પ્રમાણમાં નિદ્રા અને જાગૃતિ સેવનારને યોગ મળે છે. તે પ્રમાણે જે સ્ત્રીપુરુષોએ શાંતિ અને સુખ મેળવવાં હોય તેમણે પોતાનું જીવન મોજમજાહમાંથી ખેંચી મહેનતુ અને ખડતલ બનાવવું પડશે. આપણી ધનવાન સ્ત્રીઓ જ્યારે નીડર, હિંમતવાન, કામ કરનારી અને સેવાભાવી થશે, ત્યારે આપણા જીવનના ચંદ્રમાનો ઉદય થશે.

આપણા મધ્યમવર્ગનાં લોકો ઘણાં દુઃખી છે. ધનવાનોનો વર્ગ બહુ નાનો છે. બૃહદ ગૂજરાતમાં કરોડ મનુષ્યોની વસ્તી છે. તેમાં ૬૦ લાખ સ્ત્રીઓ છે. ૬૫ લાખ પુરુષો છે. સવા કરોડમાંથી આશરે ૩૦ લાખ બાળકો છે. ૨૦ લાખ સ્ત્રીપુરુષો અપંગ, વૃદ્ધ અને ઘેર બેઠેલાં છે. બાકી ૭૫ લાખ સ્ત્રીપુરુષો સશક્ત અને ધન પેદા કરે તેવાં આશરે છે. આપણાં કુલ ૨૫ લાખ કુટુંબો છે. તેમાં અતિ ધનવાન કુટંબો આશરે એક હજાર હશે. દશ હજાર કુટંબો સાધારણ રીતે સારી સ્થિતિનાં છે. એક લાખ કુટુંબો કરજ વગરનાં અને જીવનનૌકાને સંસારસાગરમાં નભાવી શકે તેવાં છે. લગલગ દશ લાખ કુટુંબો મધ્યમવર્ગનાં છે. આમાં મહેતાજીઓ, માસ્તરો, હલકા પગારના અધિકારીઓ અને કારીગરવર્ગ છે. એમની વસ્તી મુખ્ય શહેરોમાં ને મોટાં ગામડાંઓમાં મુખ્યત્વે છે. બાકીનાં ૧૪ લાખ કુટુંબો ખેડૂત અને શ્રમજીવી વર્ગનાં છે. મધ્યમવર્ગમાં પણ આર્થિક રીતે ચાર પ્રકારનાં કુટુંબો છે.

(૧) જેની માસિક પેદાશ રૂા. ૨૫૦) થી ૩૦૦) સુધી છે તે વર્ગ નાનો છે. લગભગ ૧/૨૦૦ જેટલો હશે.

(૨) જેની માસિક પેદાશ રૂા. ૧૫૦) થી રૂા. ૨૦૦) જેટલી છે. આ વર્ગ ઉપલા કરતાં મોટો, પણ બહુ મોટો નથી. લગભગ ૧/૨૦ જેટલો હશે.

(૩) જેની માસિક પેદાશ રૂા. ૭૫) થી રૂા. ૧૦૦ સુધીની હોય એવો ભાગ ૩ હશે.

(૪) જેની રૂા. ૩૦) થી રૂા. ૭૦) સુધી હોય તેવો ભાગ મુખ્યત્વે છે.

આ મધ્યમ પેદાશવાળા માણસો અતિશય દુ:ખી છે. એમનાં સંકટોનો પાર નથી. એમને સમાજમાં રહેવું છે. સમાજના કાયદા-કાનૂનો અને વ્યવહારો પાળવાના છે. એમને લોકોમાં પોતાની લાજ-આબરૂ સાચવવાની છે. એમને દીકરાદીકરીઓને કેળવણી આપવાની છે. એમને વળાવવાંપરણાવવાં છે. એમને જન્મથી મરણ સુધી આર્થિક તંગી ભોગવવાની છે. એમને શારીરિક રોગો મૂંગે મોઢે સહન કરવાના છે. એમની પાસે રોગોને દૂર કરવાનાં સાધનો નથી. એમને પોતાનાં અને બાળકોનાં શરીરો માટે પૂરતા પોષણનો અભાવ રહે છે. એમને નાનાં ઘરોમાં અતિ સંકોચથી રહેવું પડે છે. એમને ટૂંકી પેદાશમાં કુટુંબનો ગુજારો તથા પ્રતિષ્ઠા સાચવવાનાં છે. એમને અંધારા, કીચડ-વાળા અને ગંદકીથી ભરેલા લત્તાઓમાં વસવાનું છે. એમને ખરાબ ગંધાયલો અને પૂરો રંધાયલો નહિ એવો ખોરાક ખાવાનો છે. એમને રોગોનાં આક્રમણો મૂંગે મોઢે સહન કરવાનાં છે. એમને સવારના વહેલા ઊઠીને રાત્રિ સુધી ઘરનો ઢસરડો માંદા બળદની પેઠે ખેંચવાનો છે. એમને નાનાં બાળકોને પોતાનાં ભૂખ્યે પેટે હાડચામ ધવરાવવાનાં છે. આપણા ગૂજરાતનો મધ્યમવર્ગ અતિશય દુર્દશા-ભરેલી અવસ્થામાં રહે છે, અને મૂવાને વાંકે જીવવાની દશામાં પોતાના બાકી જીવનના દિવસો ખેંચે છે.

એ બહેનોના પતિઓ પણ શોક ને દુઃખના તાપમાં તપ્ત થયેલા હોય છે. એઓ મનની શાંતિ માટે બીડીઓ ફૂંકે છે, સિનેમાની નીચેના ક્લાસની બેઠકો ભરે છે, મિત્રો સાથે મળીને બજારના હલકા રોગિષ્ઠ ખોરાકો જેવા કે ભજિયાં, પકોડી, ગાંઠિયા ને સેવો ઉડાવવામાં તલ્લીન રહે છે. એમનો વાંક પણ શો ? એઓ ઘણું કરીને કરજદાર તો હોય છે જ. ગમે ત્યાંથી પૈસા મળે તો વ્યાજની સામે જોતા નથી. પત્નીઓ અને બાળકો ઉપર જુલમ પણ ગુજારવાના દાખલા બને છે,

પત્નીઓને સંસર્ગજન્ય ખરાબ રોગોની ભેટ પણ કોઈ દુષ્ટ આપે છે. મધ્યમવર્ગની સ્ત્રી માટે સંસાર એ તપોભૂમિ છે. એમાં દુઃખ, દુઃખ અને દુઃખ જ ફેલાયલાં છે. રોગ, શોક, ચિંતાઓ, આર્થિક સંકડામણો અને ઘણી વખતે ભૂખમરો પણ પત્ની સહન કરી લે છે.

ડો. મેનાને આ મધ્યમવર્ગની સ્ત્રીઓનો ઘણો અનુભવ થયો હતો. આવા વર્ગ પાસે એઓ કદી ફી લેતાં નહિ. પોતે એમનાં સુખદુઃખ જાણતાં હતાં. તેમને માટે એમનું દયાળુ હૃદય રડી ઊઠતું હતું. તે બની શકે તો એ દુઃખો દૂર કરવા પ્રયત્નો કરતાં. પરંતુ મધ્યમવર્ગના ચોથા વિભાગમાં તો ઘેરઘેર એવાં દુઃખોના ડુંગરો ખડકાયા હતા. આકાશ ફાટે ત્યાં થીગડાં કેટલાં દેવાય? ડો. મેના પોતાના સ્ત્રીમંડળ દ્વારા બનતી સહાય અપાવતી હતી. ખૂબ સહાનુભૂતિ બતાવતી હતી. એવી સ્ત્રીઓને મફત ચિકિત્સા અને દવા અપાવતી હતી. ક્યારેકક્યારેક કપડાં અને ખોરાકી પણ અપાવતી હતી.

બહેન સુનંદા અમદાવાદની એક ગંદી પોળમાં સાંકડા ઘરમાં રહેતી હતી. ડો. મેના પાસે એક વખત એ આવી હતી. એના મોઢા ઉપરનાં તેજ, શક્તિ અને ઉત્સાહને કપરા સંજોગોએ મારી નાખી નિરાશા પ્રગટાવી દીધી હતી. એ સારા ઘરની કન્યા હતી. એણે મેટ્રિક પાસ કરી હતી. સારા ઘરે પરણાવી હતી.પરંતુ પતિ મોહનભાઈ સાધારણ બુદ્ધિના અને અંગ્રેજી છ ધોરણ ભણેલા ભાઈ હતા. પિતાનો જીવનમાં જ નસીબપલટો આવ્યો હતો. એમણે ધન વેપારમાં ખોયું. તે મેળવવા સટ્ટો આદર્યો. સટ્ટામાં કરજ થયું. કરજે વૃદ્ધને ઝડપી લીધા. ઘર અને પ્રતિષ્ઠાએ પણ રવાનગી લીધી. ૨૦ વરસની સુનંદા અને બે બાળકોને લઈ મોહનભાઇએ અમદાવાદનાં ઝાડવાં જોયાં. પિતાના એક મિત્રની લાગવગથી સાઠ રૂપિયાના કલાર્ક બન્યા. એને પણ દશ વરસનાં વહાણાં વાયાં. પણ મોહનભાઇના ૬૦ના ૬૧ રૂપિયા થયા નહિ! શેઠ પણ નભાવવા ખાતર એ પગાર આપતા હતા.

મોહનભાઇને દશ રૂપિયાનો ખિસ્સાખર્ચ હતો. એટલા ખર્ચ વગર તો ચાલે તેમ નહોતું. સિગારેટ પીધા વગર કામ કેમ ચાલી શકે? હોટલની ચા પીધા વગર શરીરમાં તેજી કેમ આવે? જીવ છે તો

શનિવારે જરા સિનેમાની મોજ પણ જોઈએ. મોહનભાઇ ક્યારેક ભાંગની લહેર પણ ચાખતા હતા. એમને નીરસ સંસારમાં રસ નહોતો, પણ પ્રજોત્પત્તિ કરવામાં પોતાના પુરુષત્વને પરમ સાર્થક માનતા હતા. ત્રણ પુત્રીઓ અને બે પુત્રો અને માબાપ એ સર્વેનું પચાસ રૂપિયામાં પૂરું કરવું એનો બોજો સુનંદાબહેન ઉપર હતો. ઘાંચીના બળદની પેઠે એને આખો દિવસ ઘરનો ઢસરડો ખેંચવો પડતો હતો. બહેન સુનંદાની વિદ્યા, તેજ, શક્તિ—સૌ દબાઈ ગયાં હતાં. એના મોઢા ઉપર નિરાશા જીવતીજાગતી છવાઇ રહી હતી.

સુનંદાને જગતમાં ઉત્સાહ, આનંદ કે સુખઆરામની એકે ય તક મળતી નહિ. આખો દિવસ એને ઘરના કામનો ઢસરડો ખેંચવો પડતો હતો. માનસિક ચિંતાઓનો પાર નહોતો. સવારના અંધારામાં પોતે ઊઠીને પતિનાં છોકરાઓનાં અને પોતાનાં કપડાં ધોઇ નાખતી હતી; કારણ કે એક જ જોડી કપડાં ઘરમાં રહેતાં હતાં. નાહીધોઈ લીધા પહેલાં ઘરના બંને ખંડ વાળીઝૂડીને સાફ કરી નાખતી હતી. નળમાંથી પાણી ભરીને રાખી મૂકતી હતી. ચૂલો સળગાવી છોકરાઓને અને પતિને કાળી ચા પિવડાવતી હતી. તેમાં દૂધ તો નામમાત્ર રહેતું હતું. છોકરાઓને વહેલા ઉઠાડી એમને દાતણ કરાવી લેસન કરવા બેસાડી દે છે. પછી પતિને ઉઠાડી દાતણ કરાવી ચા પાય છે અને પોતે પીએ છે. દશ વાગ્યાની અંદર તે રોટલી, શાક ને દાળ તૈયાર કરીને છોકરાંઓને તથા પતિને જમાડી તેમને સ્કૂલ તથા ઑફિસે મોકલે છે. પોતે જમીને વાસણો માંજી નાખે છે.

રસોડું ધોઈ સાફ કરીને એ બાર વાગે નવરી થાય છે. સાદડી પાથરી સોયદોરા લે છે. બે કલાક મહેનત કરી છોકરાઓની ચડ્ડીઓ, પહેરણો, છોકરીઓનાં પોલકાં અને પતિનાં પહેરણો સંચા ઉપર વેતરીને સીવી લે છે. સંચો આજે આઠ વરસ થયાં વસાવ્યો છે. ત્રણ વાગે એ કામ પૂરું થાય, એટલે અનાજ લઈને સાફ કરવા મંડી જાય છે. તે પછી છોકરાઓનાં ફાટેલાં કપડાંઓમાં થીંગડાં મારવાં, બટનો ટાંકવાં, મોટાં છોકરાંઓનાં નાનાં અને ટૂંકાં બનેલાં કપડાં કાપીને એને નાનાઓને યોગ્ય બનાવવાં—એવાં એવાં અનેક

કામો સાંજના પાંચ વાગ્યા સુધી કરે છે. પાંચ વાગે ચૂલો સળગાવીને ફરી એ થોડાક દૂધવાળી ચા ચડાવે છે. છોકરાઓ અને પતિ માટે એ તૈયાર થાય કે તેઓ આવીને પીવા માંડે છે. રાત્રિને માટે પણ રસોઈ ચડાવી દે છે. રાત્રે નવ વાગે સૌને જમાડીને વાસણો માંજી દે છે. છોકરીઓ એને મદદ કરે છે. રાત્રે પત્ની આવતી કાલને માટે જોઈતી વસ્તુઓની ટીપ કરીને પતિને આપે છે, તેને માટે પૈસા પણ આપે છે. સંપૂર્ણ આર્થિક સંકોચ ઘરમાં પ્રવર્તે છે. બહુ જ વિચારપૂર્વક માત્ર જોઈતી વસ્તુઓ જ સુનંદા મંગાવી શકે છે. રાત્રે સૌનાં બિછાનાં પાથરી સુવાડી દે છે. પછી થાકેલી સુનંદા પણ ઘસઘસાટ ઊંઘવા માંડે છે.

છોકરાઓમાંથી કોઇ બીમાર પડે એટલે એની સેવામાં સુનંદાને દિવસે અને ઘણી વખતે રાત્રે જાગવું પડે છે. શી ખબર કે આગળ-પાછળ છોકરાંઓમાંથી કોઈક બીમાર તો હોય છે. ધર્માદા દવાખાનામાંથી એક છોકરો દવા લઈ આવે છે. દવા માટે કે ડોકટર માટે પૈસાનો વધારો છે જ નહિ. મોહનભાઈને પણ કયારેક મેલેરિયા હેરાન કરતો હતો, ત્યારે પણ સુનંદા વગર બીજું કોણ ચાકરી કરે ?

સુનંદાની પોતાની તબિયત પણ બરાબર રહેતી નહિ. એને ઉપરાઉપરી બે કસુવાવડો થઈ ગઈ હતી. તેમાં એનો મજબૂત બાંધો અને કસાયલું શરીર કથળી ગયું હતું. એને કાંઈક ઉદરરોગ લાગુ પડ્યો હતો. કયારેક કયારેક પેટમાં સખ્ત દુ:ખાવો થાય. એ વખતે બધું કામ મૂકીને બિછાના ઉપર સૂઈ જવું પડે, શેક કરવો પડે, ધર્માદા દવાખાનાની દવાથી પણ હમેશ માટે આરામ થતો નથી. એની આંખે પણ ઝાંખપ જેવું લાગે છે, આંખના ડોકટરો તો ફીના પૈસા માગે તે બહેન સુનંદા પાસે કયાંથી હોય ? કયારેક શરીરમાં સુસ્તી લાગે છે. છતાં ઘરનું કામ તો કરવું જ જોઇએ એટલે વૈતરું ખેંચે જાય છે. કયારેક માથાનો સખ્ત દુ:ખાવો રહે છે; પણ તે તો હોય, શરીર છે. એ સહનશક્તિની મૂર્તિ બની છે, એક અક્ષર દુ:ખ, પીડા કે ચિંતાનો મોઢામાંથી ઉચ્ચારવો નહિ, માથું દુ:ખે તો મીઠું-મરી માથે લગાડે અને શરદી થાય તો ઉપવાસ ખેંચી કાઢે.

ઘરમાં પતિ અને પત્ની શારીરિક રીતે બંને ખંડેરો છે. પતિ લહેરી બંદો છે, પણ અર્થ વગર એનું લહેરીપણું વ્યર્થ છે. ગઈ સાલ જ મોટી દીકરી પરણાવી હતી. તેને માટે રૂા. ૫૦૦) ખર્ચ થયો. સમાજમાં રહ્યા એટલે પોતાનું નાક તો સંભાળવું જોઇએ ને? સુનંદાના સઘળા દાગીના વેચીને એણે પાંચસો રૂપિયા મેળવ્યા હતા. હવે બીજી છોકરી પણ ઉંમરલાયક થાય છે. માતાને ચિંતા ઘણી જ રહે છે. મોટા છોકરાનું વડીલે દેશમાં સગપણ કર્યું છે. એની વહુને દાગીના ચડાવવાના છે. પણ સોનું લેવા પૈસા નથી. ઉધાર કોઈ આપે તેવી આંટ નથી. ભવિષ્યમાં આગળ વધવાની તક નથી. દેશથી વડીલ ખર્ચી મંગાવે છે, પણ અહીં જ પેટપૂરતું નથી એટલે શું મોકલે? સંસારમાં એકેય પ્રકાશનું કિરણ દેખાતું નથી. પતિ બીમાર છે. પોતે બીમાર છે. છતાં નવી સૃષ્ટિ બનાવવાનો કાર્યક્રમ હજી ચાલુ છે. અહો! કેવો આ વિચિત્ર સંસાર છે!

બહેન સુનંદા હોસ્પિટલમાં પેટની દવા લેવા આવી હતી. ડો. મેનાએ એને એક સાંજના બોલાવીને ધીમે ધીમે હકીકત પૂછી લીધી. ડોકટરની દિલસોજી પાસે સીવેલી જીભ ઉઘડી ખુલ્લી થઈ. એને નિદાન કરી સારી દવા આપી. એની આંખોની ઝાંખ ટાળવા ટીપાં આપ્યાં. પતિને બોલાવી મેલેરિયાનું ઈન્જેકશન મારી આપ્યું. બાકી આવા મધ્યમવર્ગનાં કુટુંબોની આધિ, વ્યાધિ અને ઉપાધિ કયે દહાડે ટળવાની છે? બુદ્ધ ભગવાન કહે છેઃ સંસાર એટલે દુઃખ, દુઃખ અને અને દુઃખ. સુખ મળવું મુશ્કેલ છે. ડો. મેના દિલસોજી અને દવા વગર બીજું શું આપે?

કાશીબહેનના પતિ ઉમિયાશંકર માત્ર ગુજરાતી ભણ્યા છે. અંગ્રેજી મૂળાક્ષરો ઓળખી શકે ખરા. ગામમાં કંઈ ઉદ્યોગ મળ્યો નહિ એટલે શહેરમાં આવ્યા. પરમાત્માની કંઈ કૃપા થઇ ને પતિને એક શેઠિયાના ઘરનાં ભાડાં ઉઘરાવવાની નોકરી ઓળખાણે મળી ગઈ. ચાલીસ રૂપિયાના પગારમાં કાશીબહેનને સંસાર નિભાવવો છે. પરંતુ પાછળ ફોજ છે તેનું શું? બે દીકરા અને ત્રણ દીકરીઓ માતાપિતાની ગરીબાઈમાં ભાગ પડાવે છે. ત્રણ કસુવાવડો થઈ ગઈ

એટલે કાશીબહેનના શરીર ઉપર અસર કર્યા પછી એની માત્ર સ્મૃતિ રહી છે. તે પછી પણ તેને ત્યાં નવી ધાવણી છોકરી ઘોડિયામાં હીંચકે છે. માસિક પાંચ રૂપિયાના ભાડાથી એક ગંદી અસ્વચ્છ પોળમાં એક ગંદું ઘર મળ્યું છે. માંકણ, માખીઓ અને મચ્છરની જમાત માણસોની સાથે આ સ્થાનમાં ચાલુ નિવાસ કરે છે. મેલેરિયાની પણ એઓ વારંવાર ભેટ રહેવાસીઓને આપે છે. માતા, અછબડા, ટાઇફૉઇડ વગેરે દર્દો પણ આ પોળના રહેવાસીઓની સાથે દોસ્તીનો સંબંધ છોડતા નથી. પણ સાક્ષાત્ ગરીબાઇનો આશ્રય કરનારાં કુટુંબોને આવી પોળો સિવાય બીજે ક્યાં આશ્રય છે?

કાશીબહેનની ચિંતાઓનો પાર નથી. છોકરાઓ કે પોતે દૂધ, ઘી કે ખાંડ જેવા સાત્ત્વિક પદાર્થોનાં દર્શન તો વારતહેવારે કરી શકે છે. રોટલી, ખીચડી અને મોસમી શાક મળી રહે છે, એ માટે પણ સદ્ભાગ્ય ગણે છે. ઘરમાં સર્વે કામનો ઢસરડો—કપડાં ધોવાં, રસોઈ કરવી, દળણું દળવું, વાસણો માંજવાં, એઠું ઉપાડવું, દીવાબત્તી કરવાં અને સૌથી મોટું અને નિત્યકામ આગળપાછળ બીમારની સેવા કરવી, એ તો કાશીબહેનના નસીબમાં લખેલું છે. પરંતુ પાડોશી (ઠીક સ્થિતિવાળા)ઓનું દળણું પણ એ દળી આપે છે. કાશીબહેનને સૂપડાં બનાવતાં, ગાદલાની ખોળો સીવતાં, લીંપતાં અને ઘરનું દરેક કામ સારી રીતે આવડે છે. એ પડોશીઓને મદદ આપવા જાય છે. એમાંથી પણ એને કાંઈક મળે છે. વસ્તારી કુટુંબમાં જે બે પૈસા કમાયા તે કામના જ છે. કાશીબહેન કામગરાં છે. ઘરની તંગીને લીધે થવું જ પડે છે. સવારના પાંચ વગે ઊઠીને રાત્રે અગિયાર વાગ્યા સુધી કાશીબહેનને ક્યાંયે જંપ મળતો નથી. પૈસાની તંગી હોય અને ઘરની ચિંતા હોય તો જંપ ક્યાંથી મળે? મધ્યમ સ્થિતિના ઘરનાં છોકરાંઓ નભાવી લઈ એકબીજાને સાચવી માતાની ચિંતા ઓછી કરે છે.

દૂધ–ઘી તો મળતાં જ નથી. મિષ્ટાન્ન તો ઓળખીતેપાળખીતે અથવા જ્ઞાતિભોજનમાં જીભને સ્વાદ સંભારવા મળે છે. મગફળીનું તેલ ઉપયોગમાં જરૂર લેવાય છે. ખાવામાં મુખ્યત્વે બાજરી અને

ખીચડી છે. શાક પણ તેલથી વઘારીને ખાય છે. અનાજની ખેંચ પણ ક્યારેક નસીબમાં લખેલી છે. પાડોશીને ત્યાંથી ઉધારે લઈ આવવાના પ્રસંગો પણ બને છે. એ સંબંધ તો અરસપરસનો છે. છોકરાંછોકરીઓને ભણવા મૂકે છે. ભણવા ન મૂકે તો છોકરાઓ કમાય કેમ ? છોકરીઓને સારાં સાસરાં ક્યાંથી મળે ?

ચાલીસ રૂપિયાના પગારમાંથી પાંચ રૂપિયા ભાડાના જાય, પાંચ રૂપિયા કરજના વ્યાજના જાય, બાકી ત્રીસ રૂપિયામાંથી સાત જીવોને નિભાવવા તે તો કાશીબહેન જ કરી શકે. હિંદુધર્મે ઉપવાસો, વ્રતો, એકટાણાંઓનો સરસ માર્ગ શોધ્યો છે. ધાર્મિક અને આર્થિક રીતે એ ખૂબ ઉપયોગી છે. કાશીબહેન દર માસે બે ત્રણ અપવાસ અને દશબાર એકટાણાં ખેંચીને પણ છોકરાંઓને બે ટંક ભેગાં કરે છે. ભણવાની ફી તો ફ્રી વિદ્યાર્થીઓને દેવી પડતી નથી. પણ સ્લેટ, પેન, પેન્સિલો, કોપીઓ, શાહી અને હોલ્ડરોના ઢગલા કયા ભંડારમાંથી કાઢવા? એને માટે વલખાં મારવાં જ પડે છે. છોકરાંઓ રોયાકકળ્યાથી મા એવી ભણવાની વસ્તુઓ માટે પૈસા આપતી નથી તે જોઈ હવે ઓશિયાળાં થઈ રહે છે. કાશીબહેન પોતે હાડકાંનું માળખું છે, પણ કામ પુષ્કળ કરેલું છે એટલે નભ્યે જાય છે. પણ શરીરનો પણ કાંઈ વાંક? બાઈને ક્યારેક કાનમાં ચસકા મારે છે. દાંત બધા હાલે છે. રોટલો સરખો ચવાતો નથી. માથા પરના ઘણા વાળ પણ હવે ધોળા દેખાય છે. અકાળે વૃદ્ધત્વ મોઢા ઉપર છવાઈ રહ્યું છે. હાથપગની ચામડી લબડી પડી છે.

આર્થિક તંગીને લીધે એક સાંધે છે તો તેર તૂટે છે. બે છેડા કેમ મેળવવા તે મુશ્કેલ બને છે. કાશીબહેનના પતિ વૃંદાવનભાઈ પૈસાની આઠ બીડીઓ લેખે રોજ બેત્રણ પૈસા ધુમાડામાં ઉડાડી નાખે છે. હોટેલવાળાના ચાના અમૃતમય કોપ (પ્યાલા) વગર જગતને નિરર્થક ગણે છે. પરમાત્માએ ચાર આનાવાળા સિનેમા ઊભા કરી ગરીબોનું અત્યંત ભલું કર્યું છે. તેમાં વૃંદાવનનો પણ સમાવેશ થઇ જાય છે. વૃંદાવનભાઈને બંધકોશનું દર્દ છે. "સંડાસમાં જાય છે તો બીજા ઉતાવળા પાયખાને જવાવાળાની પુષ્કળ શાલપામરી-

એની પહેરામણીઓ—ગાળો—એમને મળે છે. વૃંદાવનને હીરા કંદોઇ-ના ગાંઠિયા ખૂબ ભાવે છે. પણ કંદોઇ લુચ્ચો છે. ઉધાર વેચતો નથી એટલે વૃંદાવન લાચાર બની રહે છે. મોટી છોકરીનાં લગન કરવાં પડશે. તેને માટે બેપાંચ સો રૂપિયા કયાંથી લાવવા? દાગીના તો કયારના ચવાઇ ગયા છે. પરંતુ એ ચિંતા બાપને નથી. છોકરીઓની ચિંતા બાપા કયારે રાખે છે? ઘણું જીવો માતાઓ!

કાશીબહેનના સસરાને મરી ગયે દોઢ વરસ થયું. પાછળ જ્ઞાતિભોજન કર્યું નથી. નાતીલા મોઢે ચડીને સંભળાવે છે. ડોસો પણ સ્વર્ગનાં દ્વાર ઉઘડાવી શકતો નહિ હોય! દીકરાદીકરીઓ વરા-વવાં હોય તો નાતનું કરજ તો ભરપાઈ કરવું જ જોઇએ. પણ અહીં પેટનું નથી તો નાતનું લેણું કયાં ચૂકવીએ? એવી કાશીબહેનની ફરિયાદ નાતીલાઓ આળપંપાળ અને પ્રલાપ તરીકે ગણી કાઢે છે. આજ બે માસ થયાં કાશીબહેન રસ્તામાં આવતાં હતાં. એઓ પગે કયારે પણ મોજડીઓ કે સપાટો આજ પંદર વરસો થયાં પહેરતાં જ નથી. રસ્તામાં કાચનો ટુકડો ડાબા પગમાં લાગી ગયો તે પાકયો છે. શેક એ ગરીબોનું ઉત્તમ ઔષધ છે. પરંતુ શેકથી પણ ફાયદો થતો નથી. પગમાં પરુ થયું છે. પરુથી આખી રાત્રી નિદ્રા આવતી નથી. ફરજિયાત હૉસ્પિટલમાં ખોડંગતાં ખોડંગતાં કાશીબહેન જાય છે. ડૉ. મેનાની નજરે એમનું દયામણું મોઢું ચડે છે. પોતાને હાથે નસ્તર મૂકીને પરુ કાઢી તેના ઉપર કમ્પાઉન્ડર પાટો બાંધી દે છે. ત્યારથી ઓળખાણ થાય છે. એવી બહેનોની કર્મકથાઓમાં ડૉ. મેનાને રસ છે. એ બધું જ પૂછી લે છે. પણ આપણા સમાજમાં એવી હજારો કાશીબહેનો છે. એમના કોયડાનાં ગૂંચળાં સમગ્રપણે ઉકેલવા હજારો—અરે લાખો ડૉ. મેનાઓ જોઇએ.

કાશીબહેનનો સંસાર દુઃખ, પીડા, તંગી, રોગ અને પૂરતા પોષણ વગરનો છે. એઓ સંસારમાં રહી ઉલ્લાસ, આનંદ કે પ્રફુ-લ્લિતતાની એક ઘડી પણ મેળવી શકતાં નથી. આવી હજારો કાશીબહેનો આપણા સમાજમાં છે, છતાં આપણો સંસાર જેમ અનાદિઅનંત છે, તેમ ગરીબાઇ, દીનતા પણ અનાદિઅનંત છે.

# ૧૩ : ગુજરાતી મધ્યમવર્ગનું સ્વાસ્થ્ય

બ્રિટન, જર્મની અને ફ્રાન્સનો મધ્યમવર્ગ એ ત્યાંની પ્રજાઓનાં કરોડના હાડકાની ગરજ સારે છે. શાંતિના વખતમાં એ મધ્યમવર્ગ ક્લાર્કો, ટાઇપિસ્ટો, કારીગરો, વેપારીઓ વગેરેની ગરજ સારે છે. એમની સ્ત્રીઓ પણ ટાઇપ કરનારી, દુકાનોમાં વેચનારી, ફૂલોવાળી, ક્લાર્કોનું કામ કરનારી, દૂધ પહોંચાડનારી, સ્કૂલની શિક્ષિકાઓ વગેરે અનેક ધંધાઓ કરે છે. યુદ્ધના સમયમાં આ મધ્યમવર્ગના યુવાનો તોપોના ખોરાક એટલે સિપાઇઓ તરીકે કામ કરે છે. સ્ત્રીઓની યુદ્ધ સમયની પ્રવૃત્તિઓ અનેકવિધ રહે છે. આ સર્વેનું મુખ્ય કારણ એ છે કે ત્યાંનો મધ્યમવર્ગ શરીરે સશક્ત અને આરોગ્યવાન રહે છે. સરકારની મોટી જંગી લોનો પણ આ જ વર્ગ ભરે છે. ત્યાંની દરેક પ્રવૃત્તિમાં આ જ વર્ગ આગેવાન હોય છે. આપણે ત્યાં મધ્યમ-વર્ગની આર્થિક સ્થિતિ સારી નથી, તેમ આર્થિક સ્થિતિ કરતાં પણ આરોગ્યની દૃષ્ટિએ આપણો મધ્યમવર્ગ બહુ જ નબળો છે. તેમાં પણ સ્ત્રીઓ બહુ નબળી બનતી જાય છે. આપણા ગુજરાતની સ્ત્રીઓની શારીરિક તંદુરસ્તી સંબંધી ક્યારેય પણ તપાસ થઇ નથી, પરંતુ એવી તપાસની અગત્ય છે. ડો. મેનાની માન્યતા પ્રમાણે ગુજરાતની સ્ત્રીઓનું સ્વાસ્થ્ય ધીમે પગલે નીચલો વળાંક લે છે.

થોડા દાખલાઓ નીચે મુજબ આપ્યા છે, એ અવલોકનથી જણાયા છે. કેટલાંક ઘરોની બહેનોની ખાસ તપાસ કરાવતાં તદ્દન તંદુરસ્ત તો કોઈ પણ જોવામાં આવી નહિ. કોઈ ને કોઇ ફરિયાદ તો

ચાલુ હોય છે, પરંતુ ડૉ. મેનાની માન્યતા પ્રમાણે લગભગ નીચે પ્રમાણે આપણી બહેનોના સ્વાસ્થ્યના ટકા આપી શકાય. સર્વત્ર સામાન્ય સ્વાસ્થ્ય નથી. ગામડાંઓની બહેનોનું સ્વાસ્થ્ય સારું હોય છે, પરંતુ ત્યાં પણ તદ્દન નીરોગી સ્ત્રી મળવી મુશ્કેલ છે. છતાં શરીરે સશક્ત, ખડતલ, કામમાં થાકે નહિ અને બંધકોશ વિનાની, નિદ્રા અને ભૂખ લાગે એવા બાંધાની સ્ત્રીઓ ગામડાઓમાં મળે ખરી. ગામડાઓમાં ચારપાંચ કલાક સુધી ઘંટી ચલાવી શકનાર અને ચાલીસપચાસ બેડાં પાણીના કૂવેથી ભરી આવનાર બહેનો જોવામાં આવી છે. શહેરમાં એવી બહેનો કવચિત દેખાય છે. ગામડાંઓની જે બહેનો શહેરોમાં વસે છે, તેમનું સ્વાસ્થ્ય પણ શહેરમાં બગડતું દેખાયું છે. ગ્રામ્ય જીવનમાં આ ગ્રામ્ય બહેનોને છાશ, રોટલા અને કાંદાનું શાક, ખુલ્લી શુદ્ધ હવા અને મહેનત મળે છે.

મધ્યમવર્ગને શહેરમાં બંધિયાર ચાલોમાં રહેવું પડે છે. એમનો ખોરાક પણ ફરી જાય છે. રોટલા ને છાશને બદલે ચા, ગાંઠિયા અને ભજિયાં જેવા ખોરાકો હોટલોમાંથી મંગાવે છે, ને ખાય છે. સિનેમા અને બીજી બંધિયાર જગાઓમાં આંખો, સ્વાસ્થ્ય અને પૈસાને ખરાબ કરે છે. પુરુષો વિલાયતી સિગારેટો ફૂંકવાના શોખીન બને છે, સ્ત્રીઓ હોટેલની ચીજોની શોખીન બને છે. જે મહેનતુ અને ખડતલપણું ગામડાંઓમાં કેળવાય છે તે શહેરમાં ધીમે ધીમે અદશ્ય થતું જાય છે. તેને બદલે નાજુકાઇ અને નબળાઇ દાખલ થાય છે. હવે આપણી શહેરની ગુજરાતી મધ્યમવર્ગની સ્ત્રીઓના ૧૦૦ ટકામાં-થી વૃદ્ધ, અપંગ અને અશક્ત સ્ત્રીઓ તથા બાર વરસની બાળા-ઓનું પ્રમાણ મળી લગભગ ૩૦ થી ૩૫ ટકા આવશે. એમને આમાંથી બાદ કરીએ તો નીચે પ્રમાણે ટકાની કલ્પના કરી શકાય.

૨ ટકા તદ્દન નીરોગી અને સશક્ત સ્ત્રીઓ ડૉ. મેનાની નજરે ક્વચિત જ પડી હતી. એટલે એના બે ટકા માત્ર આપ્યા છે. આ સ્ત્રીઓ શરીરે રોગરહિત, સશક્ત, સરસ આરોગ્ય ધરાવનાર અને તેજસ્વી હોય છે.

૧૦ ટકા સાધારણ રીતે અશક્ત છતાં કાંઈ ને કાંઈ સહેજ

ફરિયાદ હોય. ક્યારેક માથું દુઃખે, ક્યારે શરદી થઈ આવે, સુવાવડમાં તકલીફ ન ભોગવવી પડે, પ્રજા સશક્ત હોય, પોતે પણ સશક્ત હોય, કામમાં સ્ફૂર્તિ રહે, જિંદગીને માણી શકે.

૨૦ ટકા વરસની એકાદ માંદગી ભોગવે ખરી. આંખ, કાન, નાક, દાંતનાં કોઇ ને કોઈ દર્દોથી પીડાતી હોય. સુવાવડ સહેજ કષ્ટસાધ્ય હોય અને ક્યારેક ક્યારેક દવાની અને ડૉકટરની પણ જરૂર પડે. એવા સ્વાસ્થ્યને ધરાવનારી સ્ત્રીઓ માંદગીમાં ક્યારે સપડાઈ પણ રહે તેવી આશા પણ ખરી; છતાં, જીવનવ્યવહારમાં વિશેષ તકલીફ નહિ, તેમ કોઇ અસાધ્ય દર્દ પણ એમના શરીરમાં વ્યાપક દેખાય નહિ. શરીરને ઘરકામ કરવામાં કંઇ અગવડ આવે નહિ. એમની સંતતિ પણ રોગિષ્ઠ હોય નહિ. એમનામાં બંધકોશ જેવા વ્યાપક વ્યાધિએ પણ પૂરું ઘર કરેલું હોય નહિ, છતાં તદ્દન મુક્ત પણ નહિ. સામાન્ય રીતે તેઓ જીવનશક્તિવાળી અને જીવનને અપૂર્ણ રીતે મહાલવાવાળી હોય છે. કસુવાવડ કદાચ થઈ હોય પણ તે જવલ્લે જ.

૩૩ ટકા સ્ત્રીઓ એક ને એક દુઃખમય અસાધ્ય નહિ પણ કષ્ટસાધ્ય રોગથી પીડાતી હોય. દમ, સંગ્રહણી, વા, જીર્ણ તાવ, સુવાવડનો તાવ, ક્ષય, મેલેરિયાના જૂના તાવ, ઉદરરોગ એવા કોઈપણ વ્યાધિઓનો સંતાપ તો હોય જ. કસુવાવડને યોગ્ય શરીરનો બાંધો બની ગયો હોય. કામ કરવામાં હમેશાં સુસ્તી રહેતી હોય. હિસ્ટીરિયા પણ આવી જાય. પ્રદરરોગ પણ હોય. કોઇને સંસર્ગજન્ય જીર્ણ રોગ પણ હોય. ખાવાનું પચતું ન હોય. બંધકોશ રહેતો હોય. માથું પથ્થર જેવું ભારે રહેતું હોય. શરારે ચરબી ખૂબ વધીને ખૂબ જાડી થઈ હોય. શરીર એકદમ સુકુમાર બની ગયું હોય અને જરા પણ મહેનત ન થઈ શકતી હોય. શરીરમાં આવાં લક્ષણોમાંથી એક કે વધારે હોય એમની સુવાવડો અતિ કષ્ટસાધ્ય હોય અથવા વંધ્યા પણ હોય. સારી નિદ્રા, સારી ભૂખ અને સફાઈદાર પાયખાનાની તો ઝંખના રહ્યા જ કરતી હોય. ચાની ભક્તિ હોય.

આપણા સમાજના સ્વાસ્થ્ય માટે ડૉ. મેનાનો અનુભવ ઉપર પ્રમાણે ટકાવારી આપતો હતો. જો કે નિયમિત તપાસના અભાવે

માત્ર અનુમાન સાથે અનુભવ મેળવી આ આંકડાઓ અટકળ્યા હતા. ડો. મેનાનો પોતાના સમયનો અર્ધાથી વધારે ભાગ સાધારણ વર્ગની સ્ત્રીઓની સ્વાસ્થ્યસુધારણા પાછળ ખર્ચાતો હતો. એટલે અનેક કુટુંબોનો સહવાસ એને મળ્યો હતો. આ મધ્યમવર્ગમાં હવે શિક્ષણ આવ્યું છે. વહેમો ઘટતા જાય છે, પણ તદ્દન ગયા નથી. સાચું જીવન જીવવાની અભિલાષા મહાત્મા ગાંધીજીના ઉપદેશે આણી છે. છતાં આપણા મધ્યમવર્ગને ફેશનની ફિશિયારીઓ પણ ખૂબ જોસથી આકર્ષી રહી છે. ફેશનેબલ ટેવો પૈસાદાર વર્ગમાં અત્યંત વ્યાપક છે. મોટા વિશાળ બંગલો, ચારપાંચ અથવા ઓછીવત્તી મોટરો, બગીચા અને નોકરચાકરનાં એકબીજાને આડે આવતાં ટોળાંઓ એ આપણા પૈસાદાર વર્ગને માટે અત્યંત આવશ્યક હોય છે. ધનવાન સ્ત્રીઓને કબાટોનાં કબાટો ભરેલાં સુંદર કીમતી રેશમી—સુતરાઉ વસ્ત્રો પણ પૂરતાં પડતાં નથી. વરસમાં એકાદ વખત પણ ઊંચી સાડીઓ પહેરવાનો સમય આવતો નથી. વસ્ત્રો લગભગ કબાટો પહેરે છે, અલંકારો તિજોરીઓ પહેરે છે, છતાં સંતોષ નથી. કોઈ પણ નવી જાતની ફેશન દૃષ્ટિએ ચડી એટલે સંગ્રહમાં વધારો થાય છે.

મધ્યમવર્ગની આર્થિક સ્થિતિ તંગ હોવાથી એટલે દરજ્જે નહિ પણ પોતાની શક્તિ મુજબ એઓ ફેશનની ફિશિયારીઓની પૂજારણો જરૂર છે. ઘણાખરા મધ્યમવર્ગને ત્યાં જાપાનીઝ રેશમની સાડીઓ ડો. મેનાએ જોઇ હતી. એક કે બે ધોમાં એ નાશ પામવા લાગે છે. જાપાની રેશમનાં પોલકાં વગેરે પણ ઘણા પ્રમાણમાં વ્યાપક છે. આજે મધ્યમવર્ગને મજબૂત, ટકાઉ પણ જૂની ફેશનનું કાપડ કે રેશમ વાપરવું નથી. એમને તો તકલાદી હલકા વજનની અને દેખાવે રંગદાર અને આકર્ષક વસ્તુઓનો મોહ છે. સ્વદેશી ચળવળનો જે સંપૂર્ણ વિજય થતો નથી, એ આવા લોકની પતંગિયા મનોવૃત્તિને લીધે છે. એમને દેખાદેખીએ ફેશનેબલ થવું છે. પરદેશી વસ્તુઓના મુખ્ય ગ્રાહકો પણ એ જ છે. એમને દેશ કે સ્વદેશીની કંઈ પડી નથી. જ્ઞાતિ અને સંપ્રદાયોમાં એમને અંધશ્રદ્ધા હોય છે. આમ મધ્યમવર્ગના લોકો પણ ખાલી દોષપાત્ર નથી.

ધનવાનો એમનાથી વધારે દોષપાત્ર છે. આપણા સમાજની સંસ્કૃતિ ને શક્તિ નહિ હોવા છતાં ફૅશનોના માર્ગે ચડી ગઇ છે.

મધ્યમવર્ગનાં કુટુંબોની સ્ત્રીઓની હાલત અને સ્વાસ્થ્ય સંબંધી ડૉ. મેનાને વ્યાપક અનુભવ હતો. તેમાંથી થોડાં કુટુંબના સ્ત્રી-વર્ગની તબિયત અને સ્વાસ્થ્ય સંબંધી માત્ર બેત્રણ દૃષ્ટાંત માટેનાં ચિત્રો અહીં આલેખ્યાં છે.

જીવનલાલ એક અધિકારી હતા. એમને માસિક બસો રૂપિયા-નો પગાર મળતો હતો. જીવનલાલ સંસ્કારી ગૃહસ્થ હતા. સાહિત્ય અને સંગીતના રસિયા હતા. પાસે પૈસો નહોતો. સંગ્રહ કરવાની વૃત્તિ ઓછી હતી. કરજ પણ નહોતું. સુખી ઘર તરીકે આંગળી ચીંધાય એવું ઘર નાતમાં તો ગણાતું હતું. એમનાં પત્ની પાર્વતી-બાઈ ગુજરાતી ચારપાંચ ચોપડીઓ ભણ્યાં હતાં. એ જૂના વિચારનાં ગૃહિણી હતાં. એમની ઉંમર ૪૦–૪૨ વરસની હતી. પાર્વતીબાઇને બે પુત્રીઓ હતી. મોટા પુત્રની વહુ કુસુમ ચાર વરસ થયાં સાસરે આવી હતી. પાર્વતીબાઇ જૂના જમાનાનાં સહેજ કડક સ્વભાવનાં અને આગ્રહી સ્ત્રી છે. કુસુમવહુ આવ્યાં ત્યારથી જ ઘરકામ તો વહુને માથે હોય એ પ્રમાણે માન્યતાનો અમલ કર્યો છે. પોતે પહેલે-થી જ સુસ્તીને ચાહનારાં હતાં. સંસ્કારોમાં ભાગવત–રામાયણ ભટજી પાસે સાંભળી લે એટલું જ્ઞાન હતું. એમને ત્યાં બપોરે પોળના જૂના જમાનાની સ્ત્રીઓની દરરોજ બેઠક મળે છે. તેમાં કૂથલી, કુટુંબ-ચર્ચાઓ, પારકાં કુટુંબોની વહુઓની વાતો રસથી ચર્ચાય છે.

પાર્વતીબાઈ પગ ઉપર પગ ચડાવીને છીંકણીની ડબી હાથમાં લઇ બેસે છે. બેત્રણ ડોશીઓને છીંકણી સૂંઘાડી નિરાંતે ફલાણી બાઇ અને ઢીંકણી બાઇની વહુઓની વાતોનાં પુરાણને ઉપાડે છે. એમનું શરીર કામકાજ વગર ફૂલતું જાય છે. વજન વધીને ૨૦૦ રતલ જેટલું થયું છે, જે એમની ટૂંકી કાયાને મોટા કોથળા જેવી બનાવે છે. હવે કામકાજ થઈ શકે તેમ પણ નથી, કારણ કે દર્શને જાય છે ત્યારે એક દાદરો ચઢતાંઊતરતાં પણ હાંફ ચડી આવે છે. ત્રણ વિસામા

ખાઇને એ હવેલીએ દર્શને પહોંચે છે. મને કંઈ પચતું નથી, એ ફરિયાદ તો ચાલુ જ છે. ઘરમાં એક લોટો પાણી જોઇએ તો પણ વહુને મોઢેથી આજ્ઞા થાય છે. પાર્વતીબાઈ ગ્રહોનો દોષ કાઢીને શરીરમાં કંઇ લેણું નથી એમ ફરિયાદ કરે છે. ક્યારેક બ્રાહ્મણ જ્યોતિષીઓ પાસે ગ્રહોના મંત્રો પણ જપાવે છે, છતાં શરીરમાં લેણું મળતું નથી. કંઈ ભારે ચીજ ખાય છે તો પણ પચતી નથી, ઝાડા થઈ આવે છે.

કુસુમવહુ ગરીબ માબાપની દીકરી છે. ૨૩–૨૪ વરસની એની ઉંમર છે. સારા ઘરની પુત્રી છે. પરંતુ પિતાના મરણ પછી વિધવા માતાનો હાથ સાંકડમાં રહે છે. એટલે ત્યાંથી પણ કુસુમને કંઈ આશ્રય નથી. ઘરના કામનો ઢસરડો કુસુમવહુને માથે છે. કુટુંબની રસોઈ કરવી, સૌનો સેવા કરવી એ તો કામ વહુ જ કરે ને? બીજું કોણ કરે? પરંતુ વહુને ચાર માસ ઉપર સુવાવડ થઈ હતી. એ દિવસની અશક્તિ એના શરીરમાંથી ગઈ નથી. એનું મોઢું નિસ્તેજ છે. એની ચામડી ફિક્કી પડી ગઈ છે. મોઢા ઉપર ચૂંટી ખણો તો પણ લાલાશ આવે નહિ. કુસુમને આરામની જરૂર છે. એને બ્રહ્મચર્યની જરૂર છે. સાસુજી આરામ આપે તેમ નથી. યુવાન કનકની યુવાની પત્ની તરફ માત્ર ભોગદૃષ્ટિએ જ જુએ છે. વહુનાં હિતેચ્છુ સાસુજીને તો માત્ર વહુની કામ કરવાની શક્તિ ઉપર જ દૃષ્ટિ છે. એના ફિક્કા ગાલો, નિસ્તેજ આંખો, નિરાશામય મોઢું, સૂકું શરીર એ તો સાસુને મને ઢોંગ જ જણાવ્યા હતા. આ વહુ હરામખોર છે, ઘરનું કામ કરતી નથી એ એમની સનાતન ફરિયાદ હતી.

જીવનલાલને દયા આવતી, પણ બોલી શકતા નહિ. સિપાઇઓ અને પ્રજાજનો ઉપર રોફ કરવા માટે જાણીતા જીવનલાલ પોતાની પત્ની પાસે અક્ષર પણ બોલી શકતા નહિ. વહુને યોગ્ય ઉપચારની જરૂર હતી. એને શાંતિ અને આરામ જોઇતાં હતાં. વહુને માવતરે માતા પાસે પણ મોકલતા નહોતા. પાર્વતીબાઈ પોતાની વહુને એ ભૂખડીબારસને ત્યાં મૂકે એ કેમ બને? કુસુમ પાંચ અંગ્રેજી ભણી છે. વાંચવાની રસીલી છે.

ઘરમાં સસરા અને પતિનાં પુસ્તકો પણ છે. દિવસે કામકાજમાં સમય મળતો નથી. રાત્રે થાકી ને લોથ થઈ જવાય છે. શરીરમાં પણ અશક્તિ છે. રસિયા પતિને પણ રસિકતા જોઈએ છે, એટલે વાંચવાનું મળતું નથી. અધૂરામાં પૂરું કુસુમબહેનને માસિકધર્મ આવ્યો નથી. ફરી દહાડા રહેવાનાં ચિહ્નો છે. એને ક્યારેક તાવ પણ આવી જાય છે. ક્ષયના માર્ગે નાવડું ધીમે ધીમે જતું હોય એવાં ચિહ્નો અનુભવીઓને લાગે છે, પણ કોઇને આંખ નથી. કનક બાપના ખાતામાં જ કામ કરે છે. તે કલાર્ક છે. માસિક ૭૫ રૂપિયા એને મળે છે. એ ગ્રેજ્યુએટ થયો છે. એમની જ્ઞાતિમાં કન્યાઓની છત છે.

જીવનલાલની મોટી દીકરી સુશીલા વીસએકવીસ વરસની છે. એ સંસ્કારી કુટુંબમાં પરણી છે. એ સમજુ અને ડાહી બાળા છે. એ સાસરેથી સુવાવડ માટે પિયેર આવી. સ્ત્રીમંડળની એ સભ્ય હતી. આવીને પણ એમાં જોડાઈ ગઈ. એને ભાભીની તબિયતની હાલત ગમી નહિ. એણે માની પાસે વાત કરી.

"બા, ભાભીની તબિયત બરાબર નથી, રોજ ઘસાતી જાય છે."

"જા જા વેવલી, એને તો કાંઇ નથી, જરા 'દિ' હોય તો એમ લાગે."

"ના બા, તમે ધારીને જુઓ, તદ્દન ફિક્કાંફચ્ચ થઈ ગયાં છે."

"સુશી, તું ખોટો વહેમ લાવે છે, કુસુમને કાંઇ નથી."

"તમે ભલે કહો બા, પણ મેં પાક્કી ખાતરી કરી છે. આપણે ડોકટરને બતાવીએ તો સારું."

માએ કોઠું આપ્યું નહિ. પણ સુશીલા માના સ્વભાવને ઓળખતી હતી. એણે પિતા પાસે વાત કરી. દીકરીનો સંગાથ મળ્યો એટલે જીવનલાલના પગમાં જોશ આવ્યું. એમણે દીકરીની હાજરીમાં જ વહુને ડોકટરને બતાવવાની જરૂર દેખાડી.

"તમને બધાંને થયું છે શું? વહુ બીમાર નથી, ડોકટના દવા પાછળ પૈસા ગુમાવવા નથી."

"બા, તમને સમજણ નથી. ભાભી જરૂર બીમાર છે."

"લે, આ અંગૂઠા જેવડી છોકરીને સમજણ છે અને મને નથી. શો કળજુગ આવ્યો છે!"

"ભલે બા, તમે પૈસા ન આપજો, હું આપીશ. પણ ભાભીને ડૉક્ટરને દેખાડવી તો છે."

"હા હા, દેખાડોને, શા માટે હા–ના કરો છો? કંઈ નહિ હોય તો આપણને નિરાંત થશે. મનનો વહેમ સારો નહિ," જીવનલાલે ધીમેથી કહ્યું.

"તમારે બધાંને મતે પૈસા કંઈ હિસાબમાં નથી. આ સુશી પોતાની વાત મૂકે તેવી નથી. ઠીક કાલે ડૉ. મેનાને દેખાડી આવીશું. પછી કંઈ છે?"

ડૉ. મેનાએ પોતાના રૂમમાં કુસુમને તપાસી. એઓ આખી સ્થિતિ સમજી ગયાં.

"અરે! આને તો ચાર માસ પહેલાં કસુવાવડ થઈ હતી. મારી દવા લીધી હતી. મને બરાબર યાદ છે. ખરું ને?"

"હા ડૉક્ટર, એ વાત સાચી છે."

"પણ એને તો ફરી ગર્ભ રહ્યો છે. ત્રીજો માસ લાગે છે."

"હા એમ છે ખરું."

"તમે બધાં ભેગાં મળીને વહુને મારી નાખવા ઇચ્છો છો? છ માસ તો આરામ આપવો હતો."

"આરામ તો ઘણો આપ્યો હતો.

"શું આરામ આપ્યો હતો? એને કંઈ દવાની જરૂર નથી. થોડો વખત પિયર મોકલો. ભલે આ સુવાવડ ત્યાં કરે. એને આરામ અને આનંદની જરૂર છે."

"એની મા ઘણી ગરીબ છે. ત્યાં એની સંભાળ લેવાશે નહિ."

"મા ગમે તેવી ગરીબ હોય તો પણ દીકરીની સંભાળ જરૂર લેશે. તમે કુસુમને જરૂર મોકલો. સાંજે માદીકરી મારી પાસે

આવશો? કેટલીક વાતો કરવાની છે."

સાંજે બંનેને પાસે બેસાડી ડૉ. મેનાએ કહ્યું કે, "વૈદ્યકીય દૃષ્ટિએ હું તમને આ બાબત સમજાવવા માગું છું. કુસુમને તમારે સંસારી રીતે પણ પતિ પાસે મોકલવી જોઈતી નહોતી. એને ઘરના કામથી પણ આરામ આપવો જોઇતો હતો. અત્યારથી જ એને ગર્ભ રહ્યો છે તેથી એના શરીરના જનન અવયવો બહુ જ નબળા બનવા સંભવ છે. હું ડૉકટર તરીકે તમને ચેતવણી આપું છું. જો તમે પિયર નહિ મોકલો તો કુસુમને વગરસંકોચે ક્ષય લાગુ પડશે. એના પતિથી દૂર રાખવાની જરૂર છે."

સુશીલાએ આગ્રહ કરી કુસુમને પિયર મોકલી. પિતાને કહીને તેને વાપરવા માટે એક સો રૂપિયા પણ આપ્યા. કુસુમને પિયર સારી સુવાવડ થયાના સમાચાર જીવનલાલને મળ્યા. કુસુમની ગેરહાજરીમાં રસોઈયો રાખી લેવો પડયો.

## ૧૪: મધ્યમ કુટુંબોનું સ્વાસ્થ્ય

વેણીલાલ દોઢસો રૂપિયાના પગારે કલેકટરની ઓફિસમાં હેડ-ક્લાર્કનું કામ સાહેબને સંતોષ આપે એવી રીતે સંભાળી રહ્યા છે. એમની પત્ની સત્યભામા માયાળુ અને નિખાલસ છે. પુત્ર માધવ બી. એ.માં શીખે છે. પુત્રી વિશાખા ત્રીજું વરસ સાસરે પરણીને ગઈ છે. માંદી વહુ ગયે વરસે પરણીને ઘેર આવી છે. સત્યભામા ઘરનું બધું કામ કરે છે. વહુ ઉપર વધારે બોજો નાખતી નથી. વહુ શરીરે બહુ મજબૂત નથી. કંઈક સુકુમાર છે. સત્યભામા વધારે ભણેલાં નથી. વહુ અને દીકરી બંને મેટ્રિક થયેલાં છે. બીજા બે પુત્રો સ્કૂલમાં ભણે છે. સાધારણ રીતે સુખી કુટુંબ ગણાય. સત્યભામા ૩૮–૪૦ વરસની ઉંમરનાં છે. એમનું સ્વાસ્થ્ય સારું રહેતું નથી. ખારું-ખાટું ખાવાનો બહુ જ શોખ હતો. 'વા' જેવું જણાય છે. દવા કરે છે પણ ખાવાપીવાની હજી પણ ચરી નથી, એટલે વારંવાર ઝલાઈ જાય છે. સત્યભામાબાઇને કેરીનું અથાણું રોજ ખાવા જોઇએ છે. એમની જીભ સ્વાદીલી છે, એમાં એમનો શો વાંક? આંબલીનો ઉપયોગ પણ ભોજનમાં જે સ્વાદ લાવે છે, તો સત્યભામાબાઈ તો રસિયાં છે. એમને મિષ્ટાન્નનો શોખ નથી, છાશ પણ જરા ખાટી હોય તો જ સત્યભામાબાઇને સારી લાગે.

માદ્રીને પણ રોગ છે. એ કોઇને વાત કરતી નથી પણ એને માસિકધર્મ વખતે અતિસ્રાવ થાય છે. એ છુપાવે છે. અંગ્રેજી ભણીને આધુનિક જમાનાની કેળવણી લીધી છે, પરંતુ એનું માનસ જૂના જમાનાનું છે. એ પોતાના રોગને બતાવતી નથી. એને કડકંચા

પીવાની ટેવ છે. એની તબિયત નબળી છે. શરીર પણ અશક્ત અને સુકલકડી છે. જીવનશક્તિ પણ ઓછી છે. પિયરથી આવી ત્યારે જ નબળી હતી. એના શરીરનો વિકાસ થયો નથી; પિયરે પણ વિકાસ કર્યો નહોતો. કસરત, શુદ્ધ હવા, સાત્ત્વિક ખોરાક વગેરેનો એને અભ્યાસ નથી. આથી એ અઢાર વરસની હોવા છતાં હવે બારતેર વરસની લાગે છે., શરીરે નબળી હોવા છતાં એના નસીબમાં સંસારધર્મ આવ્યો. માધવ સશક્ત અને યૌવન ફાટફાટ કરે એવી યુવાની ધરાવે છે. પરિણામે પત્નીને સંસાર ભોગવવો એ પીડાકારક ક્રિયા થઈ પડે છે. માદ્રી બધું સમજે છે, પણ બધું સહન કરી લે છે. એનું શરીર ઘસાય છે, સાસુ વહાલસોઈ છે, બ્રાહ્મણો પાસે વહુના ગ્રહો અને જન્મોત્રી જોવડાવે છે. ગ્રહશાંતિનું ખર્ચ પણ એ કરે છે. વેણીલાલ આ વાતોમાં માનતા નથી. પરંતુ પત્નીને કચવાવવા પણ માગતા નથી. એટલે ગાડું અવળે રસ્તે પંથ કાપે છે.

માદ્રીના શરીરનો વિકાસ થતો નથી. એનું શરીર પ્રજોત્પત્તિ માટે હમણાં અયોગ્ય છે. પરંતુ એ સંબંધી ઘરમાં સૌને અજ્ઞાન છે. આવું ને આવું જો વધારે વખત ચાલ્યું તો ગ્રહશાંતિ કરવા છતાં માદ્રીને માટે એના શરીરનો વિકાસ અટકી જશે, અને શરીર ક્યારે પણ ભરાવદાર થશે નહિ.

અઢાર વર્ષની મોટી દીકરી વિશાખા સાસરેથી આવી છે. એની તબિયત પણ સારી નથી. એને હિસ્ટીરિયા આવે છે. એના જ્ઞાનતંતુનું એ દર્દ હતું. એનું શરીર કયારેક જડ જેવું થઈ જતું. એ નિશ્ચેષ્ટ બની જતી. કયારેક રડતી, કયારેક ચીસો પાડતી, કયારેક હસતી ને કયારેક બેશુદ્ધ બની જતી હતી. ક્યારેક પાંચદશ દિવસે હિસ્ટીરિયા આવી જતું હતું. કયારેક દરરોજ પણ આવતું હતું. વિશાખા ગમે તેમ બકતી હતી. માતા કહેતી કે મારી દીકરીને એની સાસુએ કંઈક કામણ કરેલું છે. એટલે કામણ કાઢવા માટે ચંડીપાઠ પણ બ્રાહ્મણો પાસે કરાવ્યા હતા. આથી કાંઇ ફાયદો થયો નહિ. એટલે બાધાઆખડીઓ રાખી યાત્રા કરવાની સરત કરી. પણ હિસ્ટીરિયા એને પણ માન્યું નહિ. ત્યારે ભુવાને ક્યાંકથી (ગામડેથી) શોધીને એની

શક્તિનો લાભ લેવાની ઇચ્છા થઈ. આ તજવીજની વેણીલાલને ખબર પડતાં એણે એને અટકાવી દીધી. વિશાખા જ્યારે હિસ્ટીરિયાનું આક્રમણ આવતું ત્યારે થાકી જતી હતી. એનાં લક્ષણો પણ નવાં નવાં હમેશાં દેખાતાં હતાં. વહેમી માતાના હાથ નીચે ઊછરી હોવાથી એના શરીરમાં અનેક પિતૃઓ પણ આવતા હતા. શરીરમાં નવી નવી જાતની અસરો પેદા થતી હતી.

વેણીલાલ વધારે સમજુ હતા. પત્નીના વહેમો જ્યાં સુધી નિર્દોષ હોય ત્યાં સુધી આંખમીંચામણાં કરતા હતા, પરંતુ વધારે આડે માર્ગે જો એ વહેમો જતા તો ઘરના માલિકની ઇચ્છા એ સૌને દબાવી દેતી હતી. વેણીલાલ સામાજિક જાહેર પ્રવૃત્તિઓમાં સહકાર આપતા હતા. એમને ડો. મેના સાથે ઓળખાણ હતી. એમણે પોતાની સ્ત્રીની નામરજી છતાં ડો. મેનાની સલાહ લેવાની વ્યવસ્થા કરી. ડો. મેનાને નણંદ અને ભાભી બંનેને દેખાડવા લઈ ગયા. ડો. મેનાએ એમને પોતાની લાક્ષણિક રીતે તપાસી લીધી. બધી હકીકત પણ પૂછી લીધી. પછી વેણીલાલને એકાંતમાં બોલાવીને પોતાનો અભિપ્રાય આપ્યો:

“ માદ્રી અને વિશાખા બન્નેને માટે કંઈ દવાની જરૂર નથી. માદ્રીના અવયવોને માત્ર આરામ જોઇએ છે. તમારો પુત્ર બી. એ. માં પાસ થયો છે. તેને એલ.એલ. બી. ભણાવવાનો તમારો ઇરાદો છે. એટલે એને મુંબઇની લૉ કૉલેજમાં ભણવા મૂકવાની વ્યવસ્થા કરો. એના અતિસ્રાવ માટે એને તમારે સાત્ત્વિક ખોરાક દેવો પડશે. ખુલ્લી હવામાં ફરે તેવી વ્યવસ્થા કરવી. દૂધ, છાશ, માખણ, ફળ, શાક વગેરેનું સેવન કરાવવું. સવારસાંજ બે વખત ફરવા મોકલવી. આ સિવાય જરૂર પડશે તો બીજી ચિકિત્સા કરીશું. પરંતુ મારા ધારવા પ્રમાણે એના શરીરના વિકાસને અવકાશ મળશે તો માદ્રીની તબિયત સુધરી જશે; પરંતુ તેને પૂરા આરામની અને આનંદની જરૂર છે.

“ વિશાખાને કોઇ કોઇ યુવાન સ્ત્રીઓને થાય છે તેવું હિસ્ટીરિયાનું દર્દ છે. એને માટે તમારે કંઈ ખાસ ઔષધની જરૂર નથી.

એ તો જ્ઞાનતંતુઓનું દર્દ છે. વિશાખાના મનને હમેશાં કામમાં રાખવું જોઇએ. એને સંગીત આવડે છે. સંગીતથી આ રોગ ઉપર સારી અસર થાય છે. ભલે હારમોનિયમ કે દિલરુબા વગાડે. પોતાની ભાભી સાથે સવારસાંજ ફરવા જઈ પ્રકૃતિની શોભા જુએ. ઘરમાં પણ ચિત્રોનું આલેખન, સંગીત, વાચન અને ગૂંથણસીવણ એની મનની અનુકૂળતા પ્રમાણે કરે. સ્ત્રીમંડળમાં ભલે ખુશીથી મોકલજો. ત્યાં એને કંઈ ને કંઈ કામ મળી રહેશે. વિશાખાને ફળફૂલ ને શાકભાજી વધારે પ્રમાણમાં ખવરાવજો. બંધકોશ ન રહે એ જરા ધ્યાનથી જોજો. એને ઉશ્કેરાટનું કારણ દેવું નહિ. આખો દિવસ કોઇ મનગમતી અને બહુ મહેનતની નહિ એની પ્રવૃત્તિમાં રહે તેવું કરજો. સિનેમા, નાટકો, સંગીત, રમતગમતો અને મન પ્રફુલ્લિત રહે એવા ઉપાયો કરજો.”

\+ + + +

ડો. મેનાની ચિકિત્સાનો લાભ લાડકોરમાનું કુટુંબ લેતું હતું. લાડકોરમાના પુત્રો અમદાવાદની મિલોમાં નોકરી કરી માસિક અઢીસો રૂપિયા લઇ આવતા હતા. ડોશીની ઉંમર સાઠ વરસની છે. ડોસીએ બાળપણું અને યુવાની ગામડામાં પસાર કર્યાં છે. ગામડાનાં હવાપાણીમાં ઊછરેલું એ શરીર શહેરમાં પણ સાધારણ સારી તંદુરસ્તી ભોગવી શક્યું છે. લાડકોર ડોસીએ ૬૫ શરદઋતુઓ પસાર કરી છે. છતાં ગામડાના વલોણાનાં છાશદૂધ ખાઈ ને ખૂબ મહેનત કરી એમણે પોતાની શારીરિક શક્તિ ટકાવી રાખી છે. કસાયલા નીરોગી શરીરમાં બધા અવયવો હજી આખો દિવસ ઘરનો ઢસરડો ખેંચી શકે છે. માત્ર આંખે સહેજ ઝાંખપ છે. કાને પણ સહેજ ઓછું સાંભળે છે. બાકી નખમાં પણ રોગ નથી. સવારના વહેલા અંધારે ઊઠીને ઘંટી દળી ડોશીમાએ પોતાનાં હાડકાંને પોલાદી બનાવી દીધાં છે. કૂવાના પાણીમાંથી બેડાં ખેંચી માથે ચડાવી યુવાનીમાં ડોશીમાએ પોતાના શરીરને મજબૂત બનાવ્યું છે. લાડકોરમાને કામ એ ખોરાક છે. ‘કામ ન હોય તો મરી જાઉં’ એ એમના ઉદ્‌ગારો છે. ઘરનાં કામો રસોઇ, દળવું, ધોવું, સાફસૂફ કરવું એ સર્વે

હજી એમના રમતોના વિષય છે.

નંદીવહુ પચ્ચીસ વરસની છે. એને બે છોકરા અને દીકરી છે. વળી પણ આશા જેવું છે. નાની દીકરી તો બારમાસની પણ નથી, છતાં નંદીવહુને માસિકધર્મ આવ્યો નથી. ગઇ સુવાવડ વખતે એને પૂરો આરામ મળ્યો નહોતો. ડોસીમા યાત્રાએ ગયાં એટલે નંદીવહુને વહેલું ઘરકામ ઉપાડી લેવું પડયું હતું. મોટા વસ્તારી કુટુંબનું ઘરકામ પણ વધારે પ્રમાણમાં હોય. ડોશીના નોકર રાખતાં નહોતાં. છૂટક કામ કરવા એક બાઇ આવતી હતી. પણ લાડકોરમા પોતે બે નોકરો જેટલું કામ કરતાં હતાં. નંદીને પૂરો આરામ મળ્યો નહિ. ડોશી યાત્રાએથી પાવન થઇ આવ્યાં. પરંતુ નંદીના શરીરમાં ઝીણા તાવે ઘર કર્યું હતું. રાત્રે ઉધરસ પણ સતાવતી હતી. લાડકોરમાએ જન્મભરમાં મોઢામાં દવા નાખી નહોતી. એટલે વહુને પણ દવાની જરૂર હોય એમ લાગતું નહોતું. તે કહેતાં કે, 'એ તો એમ જ મટી જશે. જરા સવારના ઊઠીને તુલસીનું પાન અને ઠાકોરજીનું ચરણામૃત મોઢામાં લેજે, એટલે આરામ થઇ જશે.' ઘરકામમાં નંદીવહુ પણ ડોસીના હાથ નીચે પલોટાયલી છે.

વચલો છોકરો ગમન પ્રમાણમાં ઠીક કમાય છે. પણ એ ધનવાન કુટુંબની પુષ્પાને પરણી લાવ્યો છે. પુષ્પાને ઘરના કામ તરફ સૂગ છે. એ તો નોકરોનું કામ છે. ઘરમાં સાફસૂફ કરવામાં અને ઝાડુઝપટ કરવામાં એનાં કપડાં મેલાં થાય છે. રસોઇ કરે તો માથું દુઃખી આવે. કપડાં ધૂએ તો શરદી ચોટી જ સમજવી. પુષ્પા શોખીન છે. ગમન પણ શોખીન છે. સાંજના છ વાગે એટલે ગમન તેડવા આવે છે. પુષ્પા સંકેત મુજબ સરસ જાપાનીઝ રેશમની ચિત્રવિચિત્ર ફૂલો અને બુટ્ટાવાળી સાડી, બુટમોજાં, ગોવાનીઝ દરજીનાં સીવેલાં સરસ ફેશનવાળાં પોલકાં પહેરીને તૈયાર થાય છે. એના શરીરમાંથી સેન્ટની મઘમઘતી સુગંધ છૂટે છે. કેશકલાપ પણ આકર્ષક રીતે ફેશનથી વાળે છે. લિપસ્ટિકનો ઉપયોગ પણ કરે છે. પાઉડર વગર તો ગાલ ફિક્કા જ લાગે. હાથમાં નાજુક જાપાનીઝ ફેન્સી છત્રી પણ રાખી વરની સાથે ફરવા નીકળે. કોઇ હોટેલમાં

જાઇ ભજિયાંની પ્લેટ અને કડક ચાના પ્યાલા પી જાય. પછી ખાસ સિનેમાના શોમાં પતિપત્ની દાખલ થાય. ગમન મોઢામાંથી પાસિંગ શો સિગારેટના ધુમાડા કાઢતો ત્યારે પોતાનાથી સ્વર્ગને એક જ વેંત છેટું જોતો. રાત્રે ઘેર મોડેથી પાછાં ફરતાં હતાં.

પુષ્પાને પણ ઘરમાં કામ રહેતું. ડોસીમા આખો દિવસ મહેનત કરીને રાત્રે આંખને જંપવા દેવા બિછાનામાં પડતાં કે ગમનની વહુનું હારમોનિયમ વગાડવાનું શરૂ થતું. હારમોનિયમને બદલે કયારેક ચૂડીવાજા (ફોનોગ્રાફ) ની ચૂડી પણ ચડતી હતી. લાડકોરમાને આ અનુકૂળ નહોતું. પરંતુ સહી લેતાં. કારણ કે શરૂઆતમાં જ પુષ્પા-વહુએ સાસુવહુના કુરુક્ષેત્રમાં સાસુનો પરાજય કર્યો હતો. ત્યારથી લાડકોરમા ગમ ખાતાં શીખી ગયાં હતાં. ગમન કદી પણ ડોસીને કચવાવતો નહિ. પગારમાંથી નિયમિત રીતે સાઠ રૂપિયા માના હાથમાં મૂકતો હતો. માતા પ્રત્યે પુષ્કળ ભક્તિ ધરાવતો હતો. પુષ્પાને હજી સીમંત આવ્યું નહોતું. આમ તો તંદુરસ્ત લાગતી હતી. પરંતુ એના પ્રજનનના અવયવોમાં કાંઈક વાંધો હતો, એટલે વંધ્યા રહી હતી. પુષ્પાના પ્રેમનું સ્થાન નંદીવહુનાં ત્રણ બાળકો હતાં. એમની સંભાળ રાખવાનું કામ પુષ્પાને બહુ ગમતું હતું. બાળકોની ખરી માતા એ જ હતી. નવરાવવાં, ધોવડાવવાં, સારા વસ્ત્રાલંકારો પહેરાવવા, એમને ફરવા તેડી જવાં એ ખાસ કામ પુષ્પાએ ઉપાડી લીધું હતું. એટલે ઘરમાં સંપ સારો હતો. છોકરાઓની જરા પણ ચિંતા બીજા કોઇને કરવી પડતી નહિ. પુષ્પા એમને છાતી ઉપર રાખતી હતી. બાળકો પણ એને માતા સમજતાં હતાં.

ત્રીજો છોકરો રામજી અથવા રમેશ ગ્રેજ્યુએટ થયેલો હતો. એ પણ સારા પગારે નોકરી કરતો હતો. એ મહાત્મા ગાંધીજીનો અનુયાયી હતો. ખાદી પહેરતો, રેંટિયો કાંતતો હતો. પોતાની કમાઇનો દશ ટકા ભાગ સાબરમતી આશ્રમમાં મોકલતો હતો. એ સાહિત્યનો પણ શોખીન હતો. તે સિવાય બીજો એને શોખ ન હતો. શાંતા પણ ઇન્ટર પાસ હતી. એ પણ ગાંધીપંથી હતી. પોતાની સાથે સત્યા-ગ્રહની સભાઓમાં ભાગ લેતી હતી. વાંચવાલખવાનો અને સ્ત્રીમંડળનાં

કાર્યોનો પણ એને શોખ હતો. એ હરિજનોના આવાસોમાં પણ પતિ સાથે જતી. તેઓ હિંદુ–મુસ્લિમની એકતામાં માનતાં હતાં. અહિંસક હતાં. બંને પતિપત્ની હરિજનોના હાથનું પાણી પીતાં. ગમે તેના હાથનું ખાતાં હતાં. સ્પર્શાસ્પર્શનો ધર્મ પાળતાં નહોતાં. અધૂરામાં પૂરું છ છ માસ સુધી જેલયાત્રા પણ કરીને પાવન થયાં હતાં. આથી એમના ધાર્મિક વિચારો ને આચરણ લાડકોરમાને ગમતાં નહિ. જૂની આંખે નવા તમાસા ડોસીમા જોઈ શકતાં નહિ. પુષ્પાવહુ-ના શોખને 'મા' સહન કરી લેતાં, પણ આ શાંતા અને રમેશનાં ધર્મ ઉપરનાં આક્રમણો જૂના જમાનાની વૃદ્ધાને ભારે પડતાં હતાં. એમનો ધર્મ રસાતળે જતો હતો. મોટો છોકરો બહુ સમજુ હતો. તેની પાસે ડોસી રડી ઊઠતાં.

"દીકરા, હવે તો રામજી અને શાંતાની વર્તણૂક મારાથી સહન થતી નથી. ઘરને અભડાવી મારે છે. કાલે હરિજનનો રાંધેલો ભાત છોકરાઓને પ્રસાદ કહીને ખવરાવ્યો હતો, મારા વૈષ્ણવ ઘરને બોળી નાખે છે."

"બા, તમારી વાત સાવ સાચી છે, પણ તમે પણ જમાનો જુઓ. ગાંધીપંથ ઘરેઘર ચાલ્યો છે, હવે એને દૂર કરી શકાય તેમ નથી. જેમ બીજી હજારો ડોસીઓ સહન કરે છે તેમ તમે પણ સહન કરી લો."

"પણ ભાઈ, મને રાતના નિદ્રા પણ આવતી નથી, એ જ વિચારો આવે છે, ક્યારેક રડી પણ દેવાય છે."

"બા, ઘરોઘર એવા જ સવાલ ઉત્પન્ન થાય છે. બધે નભાવે છે તો આપણે પણ નભાવવું પડશે, ને સૌની રીત તે વહુની રીત. જગતમાં સહન કર્યે છૂટકો છે. તમે એવા વિચારો આવે ત્યારે માળા લઈને ભગવાનનું નામ લેજો, એટલે મન શાંત પડશે. ઘેર ઘેર માટીના ચૂલા છે. હવે એની સામે આપણાથી થવાશે નહિ. મંદિરો પણ હવે હરિજનોને અંદર આવી દર્શન કરવા દે છે, ક્યાંયે બંધી નથી. તમે મનને વશ કરો."

લાડકોરમાનું સમાધાન આથી થતું નહિ. આ વટલેલવાડો એમના આત્માને સંતાપતો હતો. આથી સાત પેઢી નર્કમાં જવાનું ડોસી માનતાં હતાં. છેવટે મોટે દીકરે રામુ અને નાની વહુને જુદાં રાખવાની તૈયારી બતાવી, એમને જુદાં પણ રાખ્યાં. જોડેનું નાનું ઘર હાથમાં આવ્યું એટલે શાંતાને જુદું ઘર માંડવું પડયું. શાંતા ઇન્ટર પાસ હતી પણ રસોઈ–પાસ નહોતી. એને રસોઈ કરતાં આવડતી નહોતી. માવતરમાં ચૂલો ફૂંક્યો નહોતો. સાસુ એને રસોડામાં આવવા દેતાં નહોતાં. આથી શાંતાને ચૂલો સળગાવતાં પણ આંખો લાલ થઈ જતી હતી. પતિપત્ની લૉજમાંથી થાળીઓ મંગાવી જમી લેતાં હતાં. છોકરાંઓની લપ નહોતી. શાંતા સ્ત્રીમંડળ ને સત્યાગ્રહના કામમાં આખો દિવસ ગાળતી હતી. સ્ત્રીમંડળની એ સારી કાર્યકર હતી. ડોસીમા દરરોજ રાત્રે આવતાં હતાં, કુશળતા પૂછતાં હતાં, પણ દીકરાના ઘરનું પાણી પીતાં નહોતાં. સાદડી ઉપર દૂર બેસતાં હતાં. બંને પક્ષ શરૂઆતમાં જરા પણ નમતું મૂકવા તૈયાર નહોતા. લાડકોરમાનો મોટો દીકરો સમજુ હતો. એણે માને સમજાવવાનું નમ્રતાથી ચાલુ રાખ્યું. ધીમે ધીમે માતાના મનનું સમાધાન કરી શાંત કરવામાં એ સફળ થયો.

શાન્તાને સાથે રાખવાની જરૂર એના જોડને એક ખાસ કારણથી લાગી હતી. શાંતાની અને રમેશની બંનેની તબિયત સારી રહેતી નહોતી. રમેશને અપચાનું દર્દ ચાલુ થયું હતું. શાંતાને માસિકધર્મ અનિયમિત આવતો હતો. એને પ્રાથમિક ઋતુબંધી થતી હતી. એની જીવનશક્તિ ઘટી ગઈ હતી. મૂળ કારણ અનિયમિત જીવનથી જનનઅવયવોમાં કંઈક ખામી આવી ગઈ હતી. લૉજનો ખોરાક આ બંનેનાં શરીરોને સદતો નહોતો. બંને પોતાના રોગની ઉપેક્ષા કરતાં હતાં. વાડીલાલે જોયું કે બંને આરોગ્યની દરકાર કરતાં નહોતાં. એઓ કોઈ મોટી બીમારીને આમંત્રી રહ્યાં હોવાની એની ધારણા હતી. એણે બંનેના વિચારોને અનુકૂળ તોડ કાઢ્યો. ભલે જુદા ઘરમાં રહે, પણ જમવા લાડકોરમાની પાસે આવે. એમને અલગ બેસાડી જમાડે. બંનેએ આપદ્ધર્મ તરીકે એ સ્વીકાર્યું. પરંતુ પાછ-

ળથી જુદા બેસી જમાડવાનો ભેદ પણ ઘસાઈ ગયો.

વાડીલાલે પોતાના કુટુંબની સ્ત્રીઓને ડૉ. મેનાને બતાવવાનું નક્કી કર્યું. એણે તેવી સગવડ કરી. ડૉ. મેના એ સૌની હાલત તપાસીને વાડીલાલને એકાંતમાં બોલાવીને કહ્યું:

"જુઓ વાડીલાલ, તમારી પત્નીની તબિયત બરાબર નથી. એનું નાવ ક્ષયના શરૂઆતના પાણીમાં દાખલ થઈ ચૂક્યું છે. પરંતુ હજી સુધરી શકે તેવી હાલત છે. હજી ફેફસાં બગડ્યાં નથી. તમે એને દવાઓ પિવડાવશો તેથી કાંઈ ફાયદો થશે નહિ. તમારી વહુને કોઈ સૂકા પ્રદેશમાં હવાફેર માટે મોકલો. ત્યાં લાંબો વખત આરામ અને શાંતિમાં રહેશે તો જીવનશક્તિ પોતે અનુકૂળ માર્ગે વહેશે. પરંતુ પત્નીને મહારોગથી બચાવવી હોય તો સૂકા પ્રદેશમાં લઈ જાઓ. તે પણ તરત વ્યવસ્થા કરો."

"મારાથી નીકળી શકાય તેમ નથી. માતુશ્રી ઉપર તો ઘરનો આધાર છે. એમના વગર તો અમને રોટલો પણ ખાવાને મળે તેમ નથી."

"તમારી વિધવા સાસુની વાત તમે અગાઉ કરતા હતા. એને સાથે મોકલો એટલે સગવડ થશે."

"હા, એવી કોઈ સગવડ ઉતારીશું. હું જરૂર મારી સ્ત્રીને હવાફેર માટે મોકલીશ. એમાં જરા પણ પછાત રહીશ નહિ."

"તમારા ભાઈની વહુ પુષ્પાનું ગર્ભાશય સ્થાનભ્રષ્ટ થઈ ગયેલું છે. એને માટે ઉપાયો અને પટ્ટો હું બનાવીશ. તે તમારે વાપરવા માટે ગોઠવણ કરવી. એના અવયવો સારા છે એટલે એના ગર્ભાશયને થોડા સમયમાં જ યોગ્ય સ્થળે લાવી શકાશે. એને મારે કેટલીક સૂચનાઓ આપવાની છે."

"વારુ, હું પુષ્પાવહુને મોકલીશ. તમે યોગ્ય સૂચના આપજો."

"તમારી સૌથી નાની વહુ શાન્તાને હું ઓળખું છું. એને મેં નિયમિત આહારવિહાર કરવાની સૂચના આપી છે. એને અનિયમિત માસિકધર્મ આવે છે. પરંતુ નિયમિતતા, સાદો સાત્વિક

આહાર અને યોગ્ય આરામથી એને કંઈ પણ દવા વગર ફાયદો થઈ જશે."

વાડીલાલે પોતાની સાસુ સાથે નંદીબાઈને એક સૂકી હવાવાળા ગામડામાં રહેવા મૂકી દીધી. સાથે નાની છોકરી જ ગઈ. ખર્ચ એણે ઉપાડ્યો એટલે સાસુને પણ અનુકૂળ પડયું. વાડીલાલ દર માસે ખબર પૂછી આવતો હતો. ગામડું સૂકી હવાવાળું અને બ્રાહ્મણ–વાણિયાઓની વસ્તી ધરાવતું હતું. નંદીબાઈને ત્યાં આરામ લાગવા મંડ્યો. ધીમે ધીમે તાવ અને ઉધરસ જતાં રહ્યાં. પણ બે વરસ સુધી એને ગામડાની સૂકી હવાનો લાભ આપવો પડ્યો.

ડૉ. મેનાને આવા આવા અનેક દર્દીઓ મળતા હતા. ફી આપી શકે તેની પાસે એ ફી લેતી હતી. પરંતુ ફી ન આપી શકે તેવી મધ્યમવર્ગની બહેનોને પણ એ ચિકિત્સા કે સલાહ આપતી હતી. સૌના સમયો જુદાજુદા રાખ્યા હતા. ડૉ. મેના ધનવાન દર્દીઓમાંથી મુક્ત થઈને ખાસ ગરીબ દરદીઓમાં જ પોતાની પ્રેક્ટિસ વધારવા માંડતી હતી. પરંતુ એને હોસ્પિટલ અને સુવાવડખાતું નભાવવું પડતું હતું. હવે આ બંને સંસ્થા મ્યુનિસિપાલિટી સંભાળી લેવા માટે તૈયાર થઈ હતી. વાટાઘાટ ચાલતી હતી. પરિણામ આવ્યું નહોતું.

# ૧૫ : માધવલાલની કુટુંબજાળ

માધવલાલ લોઢાના મોટા વેપારી છે. એઓ ગરીબીને લીધે બહુ થોડું ભણ્યા હતા. મહેમદાવાદ જિલ્લાના એક નાના ગામના રહેવાસી હતા. થોડું ગુજરાતી શીખીને માસિક પાંચ રૂપિયાના બાદશાહી પગારે એમણે પોતાની કારકિર્દી નાના લોખંડના વેપારીને ત્યાં શરૂ કરી. એ જ એમની શિક્ષણશાળા હતી. એને કામ કરવાની અને શીખવાની ભારે હોંસ રહેતી હતી. માતાએ દળણાં દળી છોકરાને ઉછેર્યો હતો. માધવે જે દિવસે પાંચ રૂપિયા લાવીને માતાના પગમાં મૂક્યા તે દિવસે એને સોનાનો સૂર્ય ઊગ્યો હતો. માધવ ખૂબ ચીવટથી કામ કરતો, કામ કરવા જતાં રઝળતો નહિ. બીજા છોકરાઓ સાથે રસ્તામાં રમતો નહિ. વાંદરા અને રીંછની રમત રસ્તામાં મદારી કરતો હોય છતાં એ જોવા ઊભો રહેતો નહિ. રસ્તે દુકાનદારો વચ્ચે થતા શબ્દયુદ્ધને સાંભળવા ઊભો રહેતો નહિ. આથી એના કામથી એના શેઠ ઉમાભાઈને સંતોષ થયો. ઉમાભાઈને છોકરો ગમ્યો. એણે કાળજી રાખી એને ધંધો શીખવ્યો. નામું શીખવ્યું અને ઉઘરાણી કરતાં તથા માલ ખરીદતાં અને વેચતાં શીખવ્યું. બાર વરસનો માધવ અઢાર વરસનો થયો એટલે ઉમાભાઈ શેઠની પુત્રી ગોમતી, એમના ધન અને એમના ધંધા એ ત્રણેયનો પતિ થયો.

ઉમાભાઈનો ધંધો દુકાનદારીનો હતો. માધવ ચતુર ને સાહસિક હતો. એણે અમદાવાદના વેપારીઓની પાસેથી માલ ખરીદવાને બદલે મુંબઈના વેપારીને પરભાર્યો ઑર્ડર પોતાની શક્તિ પ્રમાણે આપવા માંડ્યા. એમાં એને ફાયદો રહેવા માંડ્યો. મુંબઈની યુરોપિયન પેઢીનો એક પ્રતિનિધિ ધંધાની હરીફાઈમાં અમદાવાદ ઑર્ડરો લેવા ફરવા માંડ્યો. એ માધવની દુકાને આવ્યો. પરભાર્યો બેલજિયમમાંથી અથવા જર્મનીમાંથી પોલાદના માલના ઑર્ડરો એ માગવા લાગ્યો. બીજા મોટા વેપારીઓ નવી પેઢી સાથે કામ કરતાં

અચકાતા હતા. માધવે સાહસ ખેડયું. ત્રણ માસની મુદત કિફાયત ભાવે માલ મળતો હતો. એણે મોટો ઓર્ડર આપ્યો એ સ્વીકારાયો. અને હવે એ પેઢી સાથે વિશેષ ગાઢ વેપારી સંબંધ બંનેના લાભ વચ્ચે થયો. માધવલાલને લક્ષાધિપતિ જોઈ એમની મોટરમાં ઠાકુરજીનાં દરરોજ દર્શન કરવા જઈ પૌત્રને અન્ન ચટાડયા પછી ડોસીએ ઠાકોરજીના લોક તરફ પ્રયાણ કર્યું. માધવલાલ માનું ભારે સન્માન રાખતો. જૂના જમાનાની એ ડોસી પાછળ એણે બ્રાહ્મણોની ચોરાસીનો મહાભોજનસમારંભ કરાવી ડોસીને પરલોકનું વિમાન અપાવ્યું.

ગોમતીબાઈને જગત આખું સારાં પગલાંની ગણતું હતું. સાસુ પણ એને સારાં પગલાંની ગણી ઘણો આદર આપતાં હતાં. ગોમતીબાઈ હમેશાં જમીનથી એક વેંત ઊંચાં ચાલતાં હતાં. એમની આંખો ઊંચે જ રહેતી. શા માટે ન રહે? લક્ષાધિપતિની ધણિયાણી, બે દીકરાની માતા અને સાથે યુવાની, ખૂબસૂરતી અને અજ્ઞાનમાં ગોમતી મહાલતી હતી. એનો સ્વભાવ અસલથી જ કડક હતો. જેમ ધન વધતું ગયું તેમ કડકાઈ સવાઈ થઈ. પહેલો દીકરો આવતાં એમાં બીજા ૨૫ ટકા વધ્યા અને બીજો દીકરો આવતાં ૧૫૦ ટકા કડકાઇ થઇ પડી. નોકરોને તો ધમકાવે જ. એ તો શેઠશેઠાણીઓને સ્વયંસિદ્ધ હકક હોય છે. પતિની આબરૂ અને રોફ બજાર ગમે તેવો હોય પણ ઘરની ધણિયાણીની રાતી આંખના રોષ પાસે માધવલાલને નમવું પડતું હતું. એટલે શાલપામરી ઓઢાડે તે છાનીમાની ઓઢી લેવી પડતી હતી. પેઢીના માણસો પણ બંગલે પગ મૂકતાં હૃદયની અંદર કંપારી અનુભવતા હતા. માળી–મોટરવાળા સૌ શેઠાણીના પ્રતાપ-સૂર્યથી શેકાતા હતા. એમના ગળામાંથી નીકળેલો ભેરવી સાદ ઘણાને થથરાવતો હતો.

વિશાળ સંપત્તિ મેળવ્યા છતાં માધવલાલ એ જ સાદાસીધા-વેપારી હતા. એમને શોખ કરતાં આવડતો જ નહિ. મેલું કપડું હોય તો પણ પહેરી લે. શેઠાણીની ધમકી વગર ઉપરનું અંગરખું પણ બદલે નહિ. જમતી વખતે પણ જે કંઇ રસોઈઓ પીરસે તે કાંઈ પણ અવાજ કર્યા વગર નીચી મુંડીએ ખાઈ લેતા હતા. બેત્રણ

મોટરો હોવા છતાં દુકાનેથી બંગલે પગે ચાલીને આવતા હતા. દિલના પણ ઉદાર હતા. કોઈ સારું મનગમતું ધર્મ કરવાનું ઠેકાણું એમના વિચારોને અનુકૂળ પડે તો ત્યાં સારી રકમો મોકલવામાં પછાત રહે નહિ. પરંતુ વેપારી દૃષ્ટિથી પૂરી ચોકસી કરીને આપે. ડો. મેનાએ એમની પાસેથી ઘણુાયે ચેકો ફડાવીને મેળવ્યા હતા. તેમજ દાન કરે તે પણુ કોઇને ખબર ન પડે તેવી રીતે કરતા હતા. ગુપ્તદાન એમને પ્રિય હતું. પોતે કોઇ દિવસ નાટકસિનેમામાં જતા નહિ. જ્ઞાતિચર્ચામાં પટેલાઇ કરતા નહિ. સાંભળવું ઘણું અને બોલવું થોડું એ એમનો સિદ્ધાન્ત હતો. આજે ૫૫ વરસે પણુ માધવલાલ શરીરસંપત્તિ સાચવી રહ્યા હતા. એક વખત મેલેરિયા એમને લાગુ પડ્યો હતો. તે મટી તો ગયો હતો, પણુ ક્યારેક ભૂલચૂકે મુલાકાત આપી જતો હતો. દુકાન હવે પેઢીમાં ફેરવાઈ ગઈ હતી. સવારના સાડાદશને ટકોરે માધવલાલ હાજર થઈ જતા અને સાંજે સાડા છ પછી બંગલે જતા હતા. દરેક કામકાજ ઉપર એમની બારીક નજર રહેતી. મુનીમ પણુ પૂછીને પાણી પીતો હતો.

ગોમતીબા ૪૫ વરસની ઉંમરનાં હતાં. રીઝે તો રમે અને ખીજે તો મારે એવી જાતના આકરા સ્વભાવનાં હતાં. એઓ પોતાને નિત્યરોગી માનતાં હતાં. ડોકટરની ટિરિયા મમેડિકામાં જેટલાં દર્દોનાં લક્ષણો નોંધ્યાં છે તે સર્વે ગોમતીબાઇને નડતાં હતાં. એમને પ્રસન્ન કરવાં હોય તો દિલસોજી સાથે એમના રોગોની લાંબી રામાયણુ જરા પણુ કંટાળ્યા વગર એકચિત્તે સાંભળવી. કુટુંબનો ડોકટર પણુ બધી વાતો સાચી જ છે એમ કહીને ખૂબ ખૂબ દિલસોજી બતાવતો હતો. દરરોજ જાતજાતનાં રંગબેરંગી મિક્સચરોના બાટલા ભરીને મૂકતો હતો. ગોમતીબા જગતમાં પોતાને સૌથી દુ:ખી માનતાં હતાં. જે કોઈ પણુ બહારની બહેન મળવા આવે ત્યારે તેની પાસે એ જ કથાની પુનરાવૃત્તિઓ થયાં જ કરે. તેમાં શંકા કાઢનારને ફરી ઉંબરે પગ મૂકવાનો અવકાશ મળતો નહિ. પગ દુખે, માથું દુખે, પેટ દુખે, છાતી દુખે, પીઠ દુખે, કેડ દુખે, સાથળ દુખે, એમ દુખારાનો અંત જ નહોતો. બધાના સાંભળતાં એમના

મોઢામાંથી ચાલુ દુખના સુસવાટા અને નિસાસા નીકળવાનું એ નિયમિત ગ્રામોફોન બની ગયું હતું. ઘરનાં તો ટેવાઇ ગયાં હતાં, પણ બહારના નવીનો એને સાચી વાતો માનતા હતા.

બે દીકરા પરણાવેલા હતા. એક દીકરી પણ પરણાવેલી હતી. મોટા છોકરાને બે દીકરીઓ હતી. નાની દીકરીનો વિવાહ કરી રાખ્યો હતો. તેને આવતે વરસે પરણાવવાની હતી. પરંતુ ગમે તેવી માનસિક બીમારી ભોગવવા છતાં પણ ઘરનું કોઈ પણ અગત્યનું કામ એમની આજ્ઞાપત્રિકા મેળવ્યા સિવાય સંપૂર્ણ થતું નહિ. વહુઓ, દીકરીઓ, દીકરાઓ સર્વે આધુનિક જમાનાની સ્વતંત્રતાનાં ઉપાસક હતાં. પણ 'બાની' રાતી આંખ આગળ સૌને માથું નામાવવું જ પડતું. છંછેડાયલાં ગોમતીબાનો પહાડી અવાજ અષાઢના મેઘની પેઠે ગાજી ઊઠતો હતો. એની ઘોર ગર્જના આગળ કોઇનામાં માથું મારવાની શક્તિ નહોતી. રૂઠેલાં ગોમતીબાને જ્યાં સુધી મનાવ્યાં ન હોય ત્યાં સુધી ઘરમાં શાંતિથી રહેવું ભારે પડતું હતું. બાકી 'બા બા' કહી મીઠી વાણીથી બાને પટાવી જાણનારને માટે 'બા' કલ્પવૃક્ષ જેવાં હતાં. છતાં જૂના જમાનાનાં હોવાથી અને અનુભવી બુદ્ધિશાળી પતિના ૩૨ વરસના સતત સહવાસથી એમને છેતરી જવાં એ સહેલું નહોતું.

ઘરમાં સર્વે જૂની પદ્ધતિથી કામ ચાલતું હતું. સાચા ગુનાને માટે કાંઇ સજા નહોતી થતી. પરંતુ નજીવા ગુના માટે શેઠાણી સામાની ધૂળ કાઢી નાખતાં હતાં. નોકરોને માટે રામરાજ્ય હતું. એને શેઠાણીની ધમકી ખાતાં આવડી એટલે એને આ ઘરમાં નોકરીનો અમરપટો મળી જતો હતો. નોકરીની સાથે બીજા લાભો મેળવતાં આવડતા હોય અને જૂના નોકરોની રાહે ચાલ્યો આવે તો સારો લાભ મેળવી શકાતો હતો. માધવલાલશેઠને ઘરમાં ચાલતી અંધાધૂંધી પસંદ નહોતી. એમણે બેત્રણ વખત એ સુધારવા કોશિશ કરી. પણ માનીતા નોકરે બા પાસે ફરિયાદ કરી. પછી માધવલાલના ભાર શા કે નોકરને પૂછી શકે? માધવલાલ ઉપર વીજળી સહિત ગર્જનાં છવાઈ વળી. ફરી પૂછવાનું એઓ ભૂલી ગયા. એમને સંસારસુખ

આરામથી ભોગવવાનો 'શાંતિ' એ જ એક રસ્તો લાગ્યો. તે પ્રમાણે એ વર્તતા હતા. સ્ત્રી પાસે એ નિઃશસ્ત્ર થયા.

ગોમતીશેઠાણીનો મોટો છોકરો વદન આકરા સ્વભાવનો હતો. પણ એની સ્ત્રી રાધા પણ પૈસાદાર પિતાને ત્યાંથી લડાયક માનસ લઈ આવી હતી. સાસુના રોફ સામે એને પણ ફૂંફાડો મારતાં આવડતો હતો. સાસુની લાલ આંખનું તેજ ઝીલવાની એની માતાએ એને તાલીમ આપી હતી. સાસુ એટલે વઢકણી વાઘણ એવું પણ એના માનસનું વલણ હતું. પ્રથમ સાસુએ નવી આવેલી વહુનાં પગલાં પૂજવા માંડ્યાં, વહુના લાડકોડ પૂરા પાડવા માંડ્યા, પણ વહુને શિંગડાં ભરાવવાની ટેવ હતી. વખત પસાર થતો ગયો. સાસુજીની રુદ્રની ત્રીજી આંખમાંથી ઝગમગતું બાળી નાખે તેવું તેજ નીકળ્યું. વહુએ એ ઝીલી લીધું. વાગ્યુદ્ધરૂપી બાણોનો વરસાદ વરસતો. હવે તો વારંવાર કુરુક્ષેત્ર મંડાતાં હતાં. રાધા મેટ્રિક સુધી ભણી હતી. ગરીબ ગાય નહોતી.

"વહુ, પાણીનો લોટો ભરી આપ તો," સાસુજીની આજ્ઞા છૂટી.

"બાઈને કહો, હું હમણા કોર ભરું છું."

"મોટી સાહેબજાદી લાગે છે, ઊઠ, જલદી ભરી આવ." સાસુજી તડૂક્યાં.

વહુએ જાણે સાંભળતી જ ન હોય તેમ ભાર્યા કર્યું. સાસુજીના મિજાજનો પારો ઊંચે ચઢ્યો.

"ઊઠ ઊઠ, મોટા બાપની દીકરી છે તે હું જાણું છું."

"મોટા બાપની દીકરી જરૂર છું. એમાં ખોટું શું છે?"

"ઓત્તારીની, આ તો ફાટી જ લાગે છે. ટાંટિયો ભાંગી નાખું."

"ટાંટિયો ભાંગવાવાળી હજી દુનિયામાં જન્મશે. કેટલી વીસે સો થાય છે તે હવે ખબર પડશે."

"રાંડ માએ ભસતાં જ શીખવ્યું છે. કૂતરીઓને પેટે કૂતરીઓ જ જન્મે," સાસુએ પહેરામણીની શરૂઆત કરી.

"ખબરદાર! જો મા સામે ગાળ કાઢી તો. કેની મા કૂતરી છે તે તો તમારાં મીઠાં વેણ જ કહી આપે છે."

શેઠાણી તડૂકવા માંડ્યાં. વહુ જરા પણ ગભરાયા વગર અસ્ત્ર સામે અસ્ત્ર ઉશ્કેરાયા વગર ફેંકતી હતી. નોકરોને દૂરથી નાટક જોવાનો લાગ મળ્યો એટલે એ કંઈ ભૂલે? એમને લાગ્યું કે શેરને માથે બરાબર સવાશેર છે.

નજીવી બાબતોમાંથી તકરારો થતી. તકરારોમાંથી અવાજ ઊંચા થઈ શબ્દપ્રવાહો છૂટતા, શબ્દપ્રવાહોમાંથી ગાળાગાળીની હદ પર પહોંચવાના પ્રસંગો બનતા હતા. માધવલાલ ઘરમાં હોય છતાં એ યોદ્ધાઓના યુદ્ધની વચ્ચે પડતા નહિ. એમને પોતાની નિર્બળતાનું ભાન હતું. ધીમે ધીમે વદનલાલ પણ પોતાની પત્નીના સહકારમાં પૂંઠે ઊભા રહેવાની તાલીમ લેવા લાગ્યો. માતાએ તો 'બાયલા, વહુના ગુલામ!' એવા શબ્દોથી જ દીકરાને વધાવી લીધો. છતાં એની સામે બે બળ આવ્યાં હતાં. વહુને બે દીકરીઓ પણ થઇ હતી. ગોમતી-બા બે બળની સામે થતાં હાંફી જતાં હતાં. તેમણે છેવટે થાકીને પતિ પાસે ફરિયાદ કરી.

"આ મોટાની વહુ મારું લોહી પીવા આવી છે. એ મારો જીવ લેશે."

"મને પણ આ ગમતું નથી." માધવલાલે કહ્યું.

"ન ગમે તો એક પણ અક્ષર વચ્ચે બોલ્યા છો? તમે એને શરૂઆતમાં ધમકાવી કાઢી હોત તો મારા આવા ભૂંડા હાલ કરત? બધો વાંક તમારો છે. વહુને છાપરે ચડાવી છે," ગોમતીબાએ ડૂઠવો મૂક્યો.

"વારુ, હવે શું કરવાનો વિચાર છે?"

"શું કરવાનું હોય મારું કપાળ? ઘરનો ભાયડો પણ હાથ ન ઝાલે ત્યારે સૌ માથે છાણાં જ થાપેને? મારાં તો નસીબ જ વાંકાં છે!" ગોમતીબાએ માથું કૂટ્યું.

માધવલાલે મૌન સેવ્યું. જ્યારે ગર્જના અને વીજળી થતી ત્યારે એઓ મૌન સેવતા હતા.

"સાવ ચૂપ થઇને બેઠા છો, મોઢામાંથી વેણ તો કાઢો!"

"તમારે શું કરવું છે તે કહો. હું તેવી વ્યવસ્થા કરી આપું,"

શાંત સ્વરે માધવલાલે કહ્યું.

"બધું હું કહું ત્યારે તમે ભાયડા શા માટે થયા? મારું તો સૌ લોહી પીવા તત્પર થયાં છો!"

માધવલાલે કાંઈ જવાબ આપ્યો નહિ.

"એ વહુ મારે બારણું ન જોઈએ," ગોમતીબા કંટાળીને બોલી ઊઠ્યાં.

"વારુ, ત્યારે શું કરીશું?"

"એને જુદી કાઢો. મને એનું મોઢું જોવું ગમતું નથી."

"ત્યારે વદનને પણ જુદો કરવો પડશે," જરા પણ ઉશ્કેરાયા વગર માધવલાલે કહ્યું.

"એને પણ જુદો કાઢો. એ પણ ફાટચો છે."

માધવલાલનો બીજો નાનો બંગલો થોડે દૂર હતો. વદન અને રાધા ત્યાં રહેવા ગયાં. રાધાને ઘર કેમ ચલાવવું તેની તાલીમ પિયરમાં કે સાસરે મળી નથી. તેથી નોકરોને સર્વ હક્ક સ્વાધીન જેવું હતું. ગોમતીબા તો એને પગથિયે પગ મૂકતાં નહોતાં. માધવલાલને આ અંધાધૂંધી પસંદ નહોતી. અંદર ને અંદર બળતા હતા. વદનલાલ કંઈ કામ કરતો નહોતો. માધવલાલે ગ્રેજ્યુએટ થયેલા છોકરાને દુકાનની અંદર જોડી દીધો હતો. પોતાની દેખરેખ બિલકુલ નહોતી. માધવલાલને પોતાના ધંધા સિવાય બીજું કંઈએ ધ્યાન નહોતું. છોકરાને કંઈ કહેતા પણ નહિ. વદન અધૂરું કામ મૂકીને સિનેમા અથવા બીજે ફરવા ચાલ્યો જાય, તો પોતે છાનામાના બેસીને એ અધૂરું કામ પૂરું કરી દેતા હતા. વદન ઉપર કામનો બોજો એઓ નાખતા નહિ, વદન ઉપાડતો પણ નહિ. છતાં કોઈ દિવસે ધમકાવીને કહેવાનો રિવાજ નહોતો. પોતાના કામ સિવાય બહાર એમની દૃષ્ટિ નહોતી. વદનલાલમાં એકેય અપલક્ષણ નહોતું. માત્ર સુસ્ત અને બેદરકાર હતો.

રાધા સારી શરીરસંપત્તિ લાવી નહોતી. એને વાંચવાનો શોખ હતો. પરંતુ વિશેષે કરી ડિટેક્ટિવ નોવેલો, પ્રેમની નોવેલો વાંચતી હતી. એને કઠિન અને પીડિતાર્તવની ફરિયાદ હતી. આ સંસ્કાર-

યુગમાં જ્યારે બધું કૃત્રિમ અને ફેશનની ફિશિયારી ઉપર ચાલે છે, ત્યારે જીવન પણ રોગિષ્ઠ કેમ ન બને? ઘરમાં કંઈ કામ હોય નહિ. બહાર સિનેમા, નાટકો, હોટેલો, નૃત્યગૃહો અને મોજમજાનાં સાધનો ભરપૂર છતાં યુવાનો અને યુવતીઓનું સ્વાસ્થ્ય કેમ ન ઘવાય? જીવન જો કૃત્રિમ બને તો એ કૃત્રિમતાથી જન્મેલાં ફળો પણ બીજું કોણ ભોગવનાર હતું? રાધા ચાર વરસ થયાં આ દર્દથી પીડાતી હતી. એના ખાનપાનનો વ્યવહાર સાત્ત્વિક નહોતો. સવાદિયો જીવ હતો. ખાટાખારા પદાર્થો બહુ ખાતી. હોટેલમાંથી એ હંમેશાં દહીંવડાં મંગાવીને ખાતી હતી. દહીંવડાં વગર તો એને ભાવતું જ નહિ. રોગિષ્ઠ ખોરાકની અસર જ્યાં સુધી શરીરમાં જીવનતત્ત્વ હોય છે, ત્યાં સુધી વધારે થતી નથી. પરંતુ જીવનતત્ત્વ જરા ઓસરવા માંડે એટલે માઠી અસર થાય છે. હોટેલોમાંનો ખોરાક દેખાવે અને સ્વાદે સારો હોય છે; પરંતુ ગુણે એ હીણો રહે છે. રાધાને પીડિત આર્તવ લાગુ પડેલો હતો. ગર્ભાશયના ગળાનો સાંકડો ભાગ સોજા-થી બંધ થઈને તેમાંથી થતો રક્તસ્રાવ ન ખમાય તેવી પીડા એને ઉત્પન્ન કરતો. છતાં રાધા તેનો યોગ્ય ઉપચાર કરતી નહોતી. ડોક્ટ-રની દવા ઉપર પણ એને ભારે કંટાળો હતો.

પરંતુ રાધા બેદરકાર હતી. આજકાલની ફેશનમાં બેદરકારીને પણ ગુણ તરીકે ગણવામાં આવે છે. તે ચા–કૉફીની શોખીન હતી. વિલાયતી ચોકલેટો પણ બહુ ભાવતી હતી. એ કદી પાણી પીતી જ નહિ, પરંતુ લેમોનેડ, રાસ્પબરી એવા એવા શીશાઓ મંગાવીને પીતી હતી. એને ઘરની દેખરેખ રાખવા જેટલો સમય મળતો નહિ. ફેશનેબલ સ્ત્રીઓની કલબમાં બ્રિજિક રમવામાં એને અવર્ણનીય આનંદ આવતો હતો. જ્યારે જોઈએ ત્યારે સસરાજીની મોટર મગાવી કલબમાં ચાલી જતી. ઘણી વખતે ખાવાને પણ બહુ મોડી આવતી. કલબની ચા પણ સ્વાદિષ્ટ બનતી હતી. રાધા સુધરેલી હતી. એની બે દીકરીઓ દાદી પાસે રહેતી હતી.

માધવલાલને બીજો છોકરો ચાર વખત મૅટ્રિકમાં નાપાસ થયો હતો. મદન ઉપર બાપની દેખરેખ બિલકુલ નહોતી. માધવલાલ પોતાની

દુકાન સિવાય બીજી પંચાતમાં ઊતરતા નહિ. પુત્રો કે પત્ની સૌ સંપૂર્ણ સ્વરાજ્ય ભોગવતાં હતાં. માસ્તરો છોકરાઓને ભણાવે તોયે સારું ન ભણાવે અને માત્ર ફી લઇ જાય તો પણ એઓ મૂંગે મોઢે આપી દેતા હતા. પુત્રો પરીક્ષામાં પાસ થાય તો પણ એમને હર્ષ નહોતો. નાંપાસ થાય તો કોઇને ઠપકો આપતા નહોતા. ગોમતીમાને ખબર પડતી તો એઓ ધમકાવી લેતાં હતાં, પરંતુ પાછળથી કાંઈ પણ પૂછપરછ કરવાની ટેવ નહોતી. આથી મદન સ્કૂલમાં અનિયમિત રીતે જઈ અનિયમિત લેસન કરી મેટ્રિકના વમળમાં ફેરા ખાતો હતો. મદન બહુ લાડકવાયો હતો. બીજા ઉપર એમની જીભની સો ટકા વૃષ્ટિ થતી ત્યારે મદન દશપંદર ટકાનો જ ભોગ થતો હતો. માતાની વાત પણ એ કયારે સાંભળતો નહિ, પરંતુ પૈસાની જરૂર પડયે (વારંવાર એમ બનતું) મદન માતાની ચાવી જાણતો હતો. માતાનો ઠપકો કાંઈ પણ બોલ્યા વગર સાંભળતો હતો. માતાને બધી કબૂલાતો આપતો હતો. મીઠી મીઠી અને ડાહી ડાહી વાતો પણ કરતો હતો. પરંતુ પૈસા હાથ આવ્યા કે એ રામ એનો એ જ રહેતો. કૂતરાની પૂંછડી ક્યારે પણ સીધી થઇ છે?

મદનલાલના હાથમાં માતા પાસેથી મેળવેલા રૂપિયા કાંકરા થઈ જતા હતા. પરંતુ ભારે લહેર ઊડતી. હૉટેલમાં સૌનાં ઉદર ભજિયાં, કચોરીઓ, બાલાપૂરીઓ, ચા, બટેટાની કાત્રીઓથી ભરાતાં હતાં. પછી સૌ ગંજીફો લઇને જુગાર રમતા હતા. બપોરે શનિવાર અથવા રેસનો દિવસ હોય તો રેસકોર્સમાં જઈ બકારના મેદાનમાં ઘોડાઓ ઉપર હોડો બકનારાઓ સાથે એકના પાંચ અને એકના દશ જેટલા કરવાની હોડો ખેલતા હતા. સાંજે સિનેમાના છેલ્લા વર્ગમાં ધાંધલ કરવા પણ ચાર આનાની ટિકિટો ખરીદતા હતા. રાત્રે નાટકો પણ એમને આકર્ષતાં હતાં. મદનલાલ હાઇસ્કૂલોના માસ્તરો રેઢિયાળ છે, શીખવતા નથી એમ કહીને સ્કૂલેથી ઊઠીને પિતાની દુકાને કામ કરવા બેઠો, પણ પિતા એની હાજરી માટે પૂછતા નહિ. મુનીમને તે કોણ દાદો દાદ આપવાનો હતો? પૈસાની પણ વધારે છૂટ મળી હતી. માસિક રૂા. ૨૦૦) વાપરવા પિતા આપતા હતા. પછી રેસકોર્સની

અંદર જઈ બેટિંગ કરવાનો ક્રમ ચાલુ થયો. હવે વધારે ફેશનેબલ સોબતીઓની સાથે મૈત્રીસંબંધ બંધાયો. ક્લબોમાં જઈને જુગાર રમવા લાગ્યો. કોઈએ મારવાડી બજારનો નાદ પણ લગાડ્યો. એક મહિને એકસો રૂપિયા પિતાજી આપે તે આવા કીમતી ધંધાઓમાં ક્યાંથી પૂરા થાય? એણે કરજ કર્યું, ઑન ડિમાન્ડ નોટો લખી આપી. તે ભરી શક્યો નહિ, એટલે ડિક્રીઓ સ્મૉલ કૉઝ કૉર્ટમાં થઈ. ભાઈસાહેબને કાચી જેલમાં ડિક્રીઓના માલિકોએ મુકાવ્યા. પિતાને ખબર પડી. આબરૂદાર બાપે છાનામાના રૂપિયા ત્રણ હજાર ભરીને દીકરાને છોડાવ્યો. પિતા એક અક્ષર બોલ્યા નહિ. મામાએ ધમકાવ્યો પણ એ તો પાડાની પીઠ ઉપર પાણી હતું. મદનલાલે બાપ મરે એવડાની ચિઠ્ઠીઓ પણ જુગારીઓને લખી આપી હતી. તે ધીમે ધીમે પ્રકાશમાં આવતી હતી.

મદનલાલની પત્ની વીણા ભલી હતી. કુલીન ઘરની પુત્રી હતી. મૅટ્રિક થઈ હતી. એ લાગણીવાળી બાળા હતી. એણે સ્ત્રીસમાજમાં કુમારી અવસ્થામાં કામ કર્યું હતું. હજી પણ સ્ત્રીમંડળમાં એ સભ્ય તરીકે હતી. પરંતુ શ્વસુરગૃહમાં તે નવીસવી આવી હતી એટલે સ્ત્રીમંડળમાં જવાનું બનતું નહોતું. એને ભરતગૂંથણ, વેતરણ ને સીવણ કરતાં પણ આવડતું હતું. ડો. મેનાની વીણા પ્રશંસક હતી. ડોક્ટર મેના એના ઉપર પ્રેમ રાખતી હતી. મહાત્માજીના સિદ્ધાન્તો સાદાઈ, સ્વચ્છતા, સુઘડતા અને પવિત્રતામાં એ માનતી હતી. એણે પોતાના સસરાના કુટુંબમાં હારમોનિયમના જુદાજુદા અવાજો સાંભળ્યા. સમજુ હોવાથી એણે કોઈ ઉપર દોષારોપણ કર્યું નહિ. ધાધાક સાસુજીને, મન વહુઓ એટલે દબાવવાનાં, ધમકાવવાનાં, લાલ આંખો બતાવવાનાં અને ક્યારેક હળવી ગાળો દેવાનાં સાધન એમ માન્યતા દૃઢ હતી. વીણાએ જોયું કે ઘરમાં કર્તાહર્તા સાસુજી છે. એમને સમજાવી, પટાવીને શાંત રાખવાં એ એનું પ્રથમ કર્તવ્ય હતું. પતિની કુટેવો સુધારવી એ એનું એવું જ બીજું કર્તવ્ય હતું. બંને કર્તવ્યો એને જ પૂરાં કરવાનાં હતાં. એમાં નિષ્ફળતા મળી, તો સંસાર ભવિષ્ય માટે કડવો ઝેર થઈ પડે એવી સંભાવના હતી.

# ૧૬ : વીણા કુટુંબનું કોકડું ઉકેલે છે

વીણા માવીતરથી એક સાંજે ડૉ. મેનાને મળી આવી. એણે પોતાના કુટુંબની કથા, સ્વભાવોની વિચિત્રતા અને પરસ્પરના સંઘર્ષણની વાત ડૉ. મેનાને સંભળાવી દીધી. પોતાની આ સમૃદ્ધ ઘરમાં કેવી સ્થિતિ હતી તે બતાવ્યું. ધન છે, વૈભવ છે, વિદ્યા પણ છે; પરંતુ સંસ્કાર, ઉચ્ચ આદર્શ, પરસ્પર પ્રેમ, સંગઠન, હૃદયની વિશાળતા અને સારાં પુસ્તકોનો સહવાસ નથી. આથી કુટુંબના સૌ તંબૂરાઓના સ્વરો જુદીજુદી જાતના નીકળી તેમાં એકવાક્યતા નથી. ડૉ. મેનાએ બધું સાંભળી લીધું.

"વીણા, હવે તારું કર્તવ્ય શું છે?"

"મારું કર્તવ્ય તમારા શિક્ષણને સાર્થક બનાવવાનું છે. હું મારાથી બનતા પ્રયત્નો કરીશ."

"પરંતુ વિઘ્નો આવીને તારી કસોટી કરશે તો?"

"કસોટીમાંથી અણિશુદ્ધ સફળતા મેળવવા મારા પ્રયત્નો રહેશે."

"તારું અપમાન થશે તો?"

"એ અપમાનોને હું મારા ભલા માટે સમજીશ. એમને વધાવી લઇશ."

"પરંતુ વારંવાર નિષ્ફળતાઓ મળશે તો?"

"નિષ્ફળતાઓથી મારી ક્યાં ભૂલ છે તે જણાશે. મને ભૂલ સુધારવાનો મોકો મળશે. પ્રયત્નોની મોળાશમાં તેજી લાવવાની તક મળશે. હઠી જવા વિચાર નથી."

"કઇ સામગ્રીઓ આ મહાયુદ્ધને માટે તું રાખવા અને સંગ્રહવા માગે છે?"

"ધીરજ, શાંતિ, સમજાવટ અને પ્રેમ એ મારાં હથિયારો છે. જ્યાં નિષ્ફળતા મળશે ત્યાં એ હથિયારોની બુઠ્ઠાઇનો મને જરા પણ ખ્યાલ નહિ રહે, પરંતુ મારા પ્રયત્નોની અને હથિયારો વાપરવાની અનાવડતની જ મને સમજણ રહેશે. બીજા પ્રયત્નમાં વધારે સારી રીતે એ હથિયારો વાપરવાની કોશિશ કરીશ. નેપોલિયનની પેઠે હું નિષ્ફળતામાં માનતી જ નથી."

"પરંતુ આમાં તને પોતાને શું લાભ મળશે?"

"મારો સંસાર સુધરશે, એ લાભ મને મોટામાં મોટો મળશે. હમણાં મારો સંસાર મારા પોતાનાં હિતોની વિરુદ્ધ છે. એ સુધારવાની ફરજ મારી છે. મારે મારો ઓરડો સાફ અને સ્વચ્છ રાખવો જ જોઇએ. સિવાય એમાં મને બીજો મોટો લાભ થશે. મારું પોતાનું ઘડતર થશે. ધીરજ અને સહનશીલતાના પાઠો શીખીશ. હું મારા આત્માને ખીલવી શકીશ."

"આવો તારો નિશ્ચય હોય તો હું તને વિજય ઇચ્છું છું. બોલવા કરતાં પાળી બતાવવાનું અતિ મુશ્કેલ છે. તારો નિશ્ચય શુભ છે. પરમાત્મા તને એ શુભ કાર્ય પાર પાડવાની શક્તિ આપો. તારું કલ્યાણ જ થશે. કારણ કે શ્રીગીતાજીનાં વચનો પ્રમાણે કલ્યાણકર્તાઓની દુર્ગતિ ક્યારે પણ થતી નથી. જા તું તારું કાર્ય શરૂ કર. મારો સહકાર તને મળશે. તને મારા આશીર્વાદ છે."

વીણાએ ઉત્સાહથી કામ શરૂ કર્યું. એણે સૌથી પહેલાં સાસુજીના ગઢ ઉપર આક્રમણ શરૂ કર્યું. આખા ઘરની ચાવી સાસુજીના હાથમાં હતી. પ્રેમરૂપી વશીકરણમંત્ર વાપરવાની એણે શરૂઆત કરી દીધી. સાસુજીના સ્વભાવનો એણે અભ્યાસ કરી લીધો.

વીણાએ ગોમતીબાની સેવા કરવા માંડી. ગોમતીબાને દવા માલિશ કરી આપે. બરાબર નિયમસર દવા પિવડાવે. એમને સમજાવીને સાંજના ફરવા તેડી જાય. પ્રથમ મોટરમાં બેસાડીને બગીચે અથવા

કાંકરિયા તળાવ ઉપર લઈ જાય. ત્યાં થોડુંથોડું પગે ચાલવાનું રાખે. કોઇ નવી વાંચેલી વાત ગોમતીબા પાસે કરે, એટલે વાતના રસમાં ને રસમાં પગે ચાલવાનું કષ્ટ ગોમતીબાને હળવું લાગે. એમની પાસે રાત્રે બેસીને સારાં પુસ્તકો વાંચે. ધીમે ધીમે નૈસર્ગિક ચિકિત્સાને લગતાં પુસ્તકો વાંચવા માંડ્યાં. કુદરતી જીવન કેવી રીતે જિવાય, કેવી રીતે આહારવિહારને અનુકૂળ રહીને આરોગ્ય સુધારી શકાય તે વાંચી સંભળાવતી હતી. ગોમતીબાના સ્વભાવને અનુકૂળ રહીને બધું કરવાનું હતું. એને રિઝાવીને કામ સફળ કરવાનું હતું.

ગોમતીબા પણ દિલનાં નિખાલસ હતાં. એમના હૃદયમાં પ્રેમની સામે પ્રેમની ઊર્મિ ઉત્પન્ન થતી હતી. એમને વહુની સેવા ગમી. વહુ સામે જવાબ દેતી નથી. વાદપ્રતિવાદ કરતી નથી. વહુ ખોટો ઠપકો પણ સહન કરી લે છે. ગુસ્સાની સામે પણ હસી પડે છે. એના મોઢા ઉપર કંટાળો કે ગ્લાનિ નથી. એથી ગોમતીબાનું ચિત્ત પણ વહુ તરફ આકર્ષાયું. વહુ પોતાનું આટલું માન રાખે છે, તો વહુનું માન પણ રાખવું જોઈએ, એ એમની બુદ્ધિમાં ઊતરવા માંડ્યું. એમને વહુની દરેક ક્રિયા પોતાના ભલા માટે છે એમ લાગવા માંડ્યું. એઓનું હૃદય પણ સહાનુભૂતિનો જવાબ સહાનુભૂતિથી દેવા તૈયાર થયું. વહુની દરેક ક્રિયા, દરેક સમજણ, દરેક વિચાર શાંતિથી સાંભળવાનું માનસ ઘડાવા લાગ્યું. જેમ નાગ મોરલીના તાને આહ્લાદ પામે તેવી કંઈક સ્થિતિ એમની થઈ.

કુદરતી જીવન જીવવાનાં પુસ્તકો વહુ એમની પાસે વાંચતી હતી. પોતે આ બેઠાડુ અને આરામી જીવન ગાળે છે તે બરાબર નથી, એથી તબિયત બગડે છે, એમ ગોમતીબાને લાગ્યું. એમણે હવે બહાર ફરવાનું સવારસાંજ માથે સ્વીકાર્યું. પહેલાં વહુ સાથે આવતી, પરંતુ પાછળથી વહુને ઘરના કામમાં દેખરેખ રાખવાની હોવાથી પોતે સવારે એકલાં ફરવા જતાં. સાંજે વહુ સાથે આવતી હતી. ખુલ્લી હવા લેતાં. વહુના કહેવા મુજબ સૂર્યસ્નાન પણ કરતાં હતાં. ખાવાપીવાનું પણ એમણે નિયમિત કરી મૂક્યું. થાળી ઉપર બેસી બરાબર સમયે જ ખાવું. વચ્ચમાં બીજું કાંઈ ખાવું જ નહિ.

એવો નિશ્ચય અમલમાં મૂકવા માંડ્યો. ખાવામાં પણ દૂધ, દહીં, છાશ, શાકભાજી, ફળફૂલ વગેરેનો વધારે ઉપયોગ કરવા માંડ્યો. મીઠાઈનો ઉપયોગ ઘટાડી નાખ્યો. ભજિયાં, દહીંવડાં, કચોરી, સેવો એવી એવી વસ્તુઓનો ઉપયોગ ખોરાક તરીકે ઓછો કરવા માંડ્યો. મરીમસાલા અને તેલનો ઉપયોગ ઓછો કર્યો. ઘીની તળેલ વસ્તુઓ પણ ઓછી ખાવા માંડી.

ગોમતીબાને નૈસર્ગિક ચિકિત્સાનો મોહ લાગ્યો. રાત્રે વહેલા સૂઈ જવું ને સવારે વહેલા ઊઠવું. ઊઠીને પરમાત્માની પ્રાર્થના અને ભજનો ગાવાં વગેરે નવીન રહેણીકરણી ગોમતીબાએ આરંભી. એમનો સ્વભાવ આગ્રહી હતો. જે કામ હાથમાં લે તે પૂરું કરવાની વૃત્તિ રહેતી હતી. આથી ઉત્સાહથી વહુની પાસેથી સાંભળેલી સૂચનાઓ અમલમાં મૂકવા માંડી. એમણે વહુની શીખવેલી હળવી કસરતો પણ કરવા માંડી. ગોમતીબાની તબિયતમાં ખૂબ સુધારો દેખાવા માંડ્યો. એમણે ડૉકટરની દવાઓ છોડી દીધી છતાં એમના સ્વાસ્થ્યમાં સારો સુધારો થયો. એમને હમેશાં બંધકોશની ફરિયાદ હતી. શાકભાજી, ફળફૂલ અને કસરતથી એ ફરિયાદ દૂર થઈ. સવારના વહેલા ઊઠીને પાણીનો ગ્લાસ પીવાની ટેવથી એમને પાયખાનું સાફ આવવા માંડ્યું. અજીર્ણ ખોરાકની નિયમિતતાથી મટી ગયું. શરીરમાંથી દુખાવો, ને પીડા ચાલ્યાં ગયાં. સુસ્તી ઊડવા લાગી. પેટમાં ગડગડાટ ને અવાજ થતો હતો તે બંધ થયો. શરીર હળવું થયું. નિત્યરોગી ગોમતીબા આરોગ્ય અનુભવવા મંડયાં. એઓના શરીરમાં સ્ફૂર્તિ આવવા લાગી.

ગોમતીબાના જીવનમાં ચમત્કારિક રીતે ફેરફાર થયો. વહુના પ્રેમથી એમને વશીકરણ થયું. બીજાની વાત સાંભળવાને જેના સ્વભાવમાં અવકાશ નહોતો, તે હવે વહુની વાત સાંભળવા લાગ્યાં. વહુ પોતા કરતાં વધારે બુદ્ધિમાન છે એમ તો તદ્દન ન થયું, પરંતુ વહુના પ્રત્યે આદર થતાં એમની વિનંતિઓ અને મૃદુ વાતો હવે સ્વીકારાવા લાગી. ઘરના કામમાં ધાર્યું કરનાર ગોમતીબાએ ઘરવ્યવહારનું કામ વહુની સૂચના મુજબ કરવા માંડ્યું. વહુ પણ એમને અનુકૂળ રહી અને એમની સંમતિ મેળવ્યા પછી જ કાંઈ સુધારા-

વધારો કરતી હતી. નોકરો પ્રત્યે વહુનો વર્તાવ સ્નેહાળ હતો. છતાં જ્યાં શિસ્તપાલનની વાત આવે ત્યાં વહુ કઠોર થઇ શકતી હતી. દયાને સમયે દયા દેખાડતી હતી. શિસ્તપાલન સમયે એ કડક બની શકતી હતી. નોકરો ઉપર એનો કડપ બેસી ગયો. ગોમતીબા પણ વહુનાં વચનો ઉપર આદર રાખે એટલે નોકરો વચ્ચે પણ વીણાનું માન વધ્યું. વીણા કદી પણ અયોગ્ય અને ન પાલન થઈ શકે તેવી આજ્ઞા આપતી નહોતી.

વીણાએ ગૃહકાર્યમાં નિયમન આણવા માંડયું. પોતે જાતે નોકરોને સાથે લઈ ઘરની સાફસૂફી કરાવતી હતી. રસોડામાં ચારે તરફ કાળાશ અને ધુમાડાનાં પડ હતાં તે એણે મિસ્ત્રીને બોલાવી સાફ કરાવી ચૂનો લગાડવાની સગવડ કરાવી દીધી. વાસણો સૌ અવ્યવસ્થિત રહેતાં હતાં તે ગોઠવીને મૂકવાનો પ્રબંધ કર્યો. વાસણો અંદરથી નોકરો સાફ કરતા નહોતા તે બરાબર સાફ કરાવવા માંડ્યાં. વાસણોની પોતાને હાથે ટીપ કરીને દર માસે મેળવી લેવાની સગવડ કરી. પાણી પીવાના ગોળાઓમાં પાણી ગરમ કરીને બરાબર ગળાવીને તેના ઉપર ઠરવાને માટે ઠંડા પાણીમાં ભીંજાવેલાં ગળણાં વીંટાળીને રાખવા માંડ્યાં. પાણીની સ્વચ્છતા ઉપર એ બહુ ધ્યાન રાખતી હતી. અશુદ્ધ પાણીથી ઘણા રોગો થાય છે તે વીણા જાણતી હતી. દરરોજ બરાબર ગાળેલું અને ગરમ કરી ટાઢું કરેલું પાણી પિવાય એવું એણે નોકરોને સમજાવ્યું હતું. એના કહેવાથી ઘરનાં સૌ માણસો પુષ્કળ પાણી પીતાં હતાં. પાણી પીવાથી આંતરડાં સાફ થઇને પાયખાનું સાફ આવે છે એ સૌને અનુભવ મળ્યો.

વીણાએ હવે ઘરના અનાજ ઉપર લક્ષ આપ્યું. નોકરો બરાબર સાફ કર્યા વગર અનાજ દળાવતા હતા. વીણાએ પોતાની દૃષ્ટિ નીચે નોકરોને અનાજ સાફ કરવાનું શીખવ્યું. આગળ અનાજ દળવા માટે યાંત્રિક ચક્કીઓમાં મોકલાતું હતું. પરંતુ વીણાએ હાથની ચક્કીમાં પિસાવેલા લોટને વધારે સ્વાસ્થ્ય આપનાર જણાવ્યાથી હાથની ઘંટીથી પિસાવવાની વ્યવસ્થા થઇ. ચોખા પણ હાથના છડેલા વાપરવાની શરૂઆત થઇ. એ બરાબર સાફ કરીને વાપરવાની

આજ્ઞા આપી. લોટમાંથી સત્ત્વવાળું ભૂસું ચાળી નાખીને બાકીના પાતળા ઝીણા લોટની રોટલીઓ બનાવતા હતા. વીણાના કહેવાથી હવે એ સાત્ત્વિક અને શક્તિશાળી ભૂસાને બહાર ચાળી કાઢી નાખવાનું બંધ કરાવ્યું. ભજિયાં, કચોરી, મીઠાઇ અને ખારાખાટા સ્વાદિષ્ટ પદાર્થો માત્ર વારતહેવારે જ તૈયાર કરવાની અને ખાવાની સર્વેની સંમતિ મેળવી. એ વસ્તુઓનો દરરોજનો વપરાશ બંધ કર્યો. દરરોજ બે વખત સાદો ખોરાક સૌને અનુકૂળ પડે તેમ તૈયાર કરવાનો પ્રબંધ કર્યો.

ઘરમાં સૌ ચા-કોફીના ભક્તો હતા. ત્રણચાર વખત ચા તૈયાર થતી હતી. કોફી પણ ખૂબ પિવાતી હતી. વીણાએ ધીમે ધીમે આ પીણાનો પ્રચાર ઘટાડી નાખ્યો. એને બદલે દૂધ અને છાશ ચાલુ કર્યાં. તેલ ખાવા માટે શાકમાં વપરાતું હતું. પરંતુ શાક તેલથી વઘારવાનું બંધ કરાવી દીધું. તેલ માત્ર શરીર ઉપર માલિસ માટે જ વપરાય એવી ગોઠવણ કરી. મરચાંનો વપરાશ અમર્યાદિત હતો તે મર્યાદિત કર્યો. મરીમસાલાનો ઉપયોગ પણ બહુ જ થોડા પ્રમાણમાં રખાવ્યો. રોટલી અને પૂરીઓ પણ પૂરી રીતે શેકીને અને તળીને પિરસાય એવી રસોઇયાને ભલામણ કરી. રસોઇમાં રસોઇયો આંબલી નાખી સ્વાદિષ્ટ બનાવતો હતો. પરંતુ આંબલીના ઉપયોગથી શરીરના સાંધાઓ ઝલાય છે, આથી આંબલીનો ઉપયોગ સદંતર બંધ કર્યો. રસોઇયો અતિશય મેલાં વસ્ત્રો પહેરતો હતો. તેને સ્વચ્છ અને દરરોજનું ધોયેલું વસ્ત્ર પહેરવાની ફરજ પાડી. એને જ્યાંત્યાં થૂંકવાની બંધી કરી. સાત્ત્વિક સાદા ભોજનના ખોરાક ઉપર એણે આખા ઘરને ધીમે ધીમે લાવી દીધું. રસોડું સાફ રહે, અનાજ સાફ કરાય, ઘી, ગોળ ને સાકર ઉપર મંકોડા ન ચડે એ સર્વેની તેણે ઉપર ઊભા રહીને ચાલ પાડ્યો.

સૌ અનાજ દરરોજ કેટલું વાપરવું તે નિયમનમાં મૂકી દીધું. દરરોજ રસોઇયો વધુ પ્રમાણમાં રાંધતો હતો. તેમાંથી નોકરો ખાતા પણ દરરોજ ખૂબ વધારો થતો. તે નોકરોનાં સગાંઓ અથવા ગાયોને પહોંચતું હતું. આમાં ઝાઝો બગાડો ન થાય તેવી તકેદારી રાખી.

ઘી, ગોળ, ખાંડ, મસાલા એ સર્વે વસ્તુઓ પણ નિયમનમાં મૂકી. ખોટો લોભ કરવો નહિ, તેમ ખોટો બગાડો પણ કરવો નહિ એ એનો સિદ્ધાન્ત હતો. વીણાની માતા ખૂબ ડાહી અને ઘરરખુ સજ્જન સ્ત્રી હતી. એના તરફથી પુત્રીને એ સંસ્કાર મળ્યા હતા. એણે પોતાના સદ્‌ગુણોનો વારસો પોતાની પ્રિય પુત્રીને આપ્યો હતો. ગૃહિણીએ દરેક વસ્તુઓ ઉપર જાતે દેખરેખ રાખવી જોઇએ. અંધાધૂંધી, પોલ અને આરોગ્યને નુકસાન કરે તેવી ટેવોને નોકરો અનુસરતા હોય તો તે અટકાવવું જોઈએ, એવું એને એની માતાના દષ્ટાંતથી શિક્ષણ મળ્યું હતું. સૌમ્ય, શાંત, પ્રેમાળ, દયાળુ અને મોટા મનની સ્ત્રી પોતાના ઘરને સ્વર્ગ બનાવી શકે છે. પોતાનાં વહાલાંઓનાં જીવનને અતિ સુખકર અને પ્રિયકર બનાવી શકે છે.

વીણાના ઘરમાં પુષ્કળ ફર્નિચર હતું. પરંતુ તે સર્વે અવ્યવસ્થિત રીતે ગોઠવેલું હતું. એ બહારથી નોકરો બરાબર સાફ કરતા હતા, પરંતુ ફર્નિચરની પાછળ ડાઘા હતા. એના ખૂણાઓમાં ધૂળ હતી. નીચે ઊંચા ગાલીચા હતા, પરંતુ ગાલીચાઓની નીચે ધૂળ હતી. વીણાએ એ ફર્નિચર કલામય રીતે ગોઠવાવ્યું. કીમતી ચિત્રોની પાછળ ભરાયલી ધૂળના ઢગલા સાફ કરાવ્યા. ગાલીચાઓ નીચેથી ધૂળ કઢાવી નાખી. એમને દર પંદર દિવસે તડકે સૂકવવાની યોજના કરી. ફર્નિચરને નવું વાર્નિશ લગાડાવી દરરોજ પૂંઠેથી સાફ કરાવવાની યોજના કરી. ઘરનાં ભોંયતળિયાં દર રવિવારે ફિનાઇલના પાણીથી ધોવરાવવાની વ્યવસ્થા કરી. બધું સ્વચ્છ, સુઘડ અને ડાઘા કે મેલ વગરનું રહે તેવી ગોઠવણ કરી. નોકરોને પણ સૌને સ્વચ્છ વસ્ત્રો પહેરવાની સૂચના આપી. એમને શેઠ તરફથી વસ્ત્રો મળતાં હતાં.

વીણાએ ઘરનો કારભાર સાસુજીની સંમતિથી પોતાના હાથમાં લઈ લીધો. એણે દર માસનું બજેટ બનાવવા માંડયું. દરેક ખર્ચ કેટલું થાય તેનો અડસટ્ટો કાઢીને બજેટ બનાવતી હતી. સસરાજીને સાસુજીની મારફતે કહીને દર માસે ઘરખર્ચ માટે વપરાતા પાંચસો રૂપિયા વીણા અગાઉથી મંગાવી લેતી હતી. એ સૌ નોકરોને પોતાને હાથે પગાર આપતી હતી. અનાજ, ઘી અને ગોળ પણ પોતે એક પ્રમાણિક

વેપારીની દુકાનેથી મંગાવી લેતી હતી. દરરોજનો હિસાબ જાતે લખતી હતી. શાકભાજી રસોઇયો લાવતો. પરંતુ તેમાં ગોટાળા થતા. આથી શાકભાજીની સહકારી સંસ્થામાંથી દરરોજ શાક મંગાવી લેતી હતી. સર્વે ચીજો ઊંચી અને સારી જાતની જ વાપરવી એ એનો સિદ્ધાન્ત હતો. નોકરોને ખાવાનું સારું અને સોજું મળે તે ધ્યાન રાખતી હતી. એમને દર વરસે એક માસનો પગાર વધારાનો આપતી હતી. આથી નોકરો પણ પ્રસન્ન રહેતા. ભોજનમાં કોઈ પણ જાતનો પંક્તિભેદ રહેવો ન જોઇએ. સૌને એક જ જાતનું ભોજન મળે એવું એનું વલણ હતું. જૂના નોકરોને સંતોષી રાખવાથી એઓ ટકી રહે છે, એમ એ માનતી હતી.

વીણાએ ગૌશાળા તરફ નજર નાખી. પાંચ ગાયો હતી. એમનું દૂધ ગમે તેમ આંધળી રીતે વપરાતું હતું. આટલું બધું દૂધ છતાં દૂધની તાણ રહેતી, કારણ કે ઘરમાં અવ્યવસ્થા હતી. વીણાએ આ અવ્યવસ્થા દૂર કરી. ગાયોની ગૌશાળા બરાબર સાફ અને સુઘડ રહે તેવી દેખરેખ રાખી. ગાયોના છાણનું બગીચા માટે ખાતર કરાવવાની વ્યવસ્થા કરી. દૂધ સૌને જોઇએ તેટલું મળે છતાં ખૂબ વધી પડતું, તેનું દહીં જમાવી છાશ અને માખણ તૈયાર કરાવવાની ગોઠવણ પોતાની અંગત દેખરેખ નીચે કરી. ગાયોની ગૌશાળામાં પોતે જઇને ગાયોની સ્વચ્છતા ઉપર ધ્યાન દેતી. એમને કેટલું ખાણ આપવું, કેટલો ચારો આપવો, તે બધું નિયમનમાં મૂકતી હતી. બીમાર ગાય હોય તેની દવા પણ કરાવતી હતી. સૌના ઉપર એની દૃષ્ટિ હતી. આથી સૌ વસ્તુઓ નિયમિત અને યોગ્ય સ્થળે જ મુકાતી હતી. ગાયોને નિયમિત નવરાવવાની પણ એણે વ્યવસ્થા કરી હતી. ગૌપાલનના વિષયનો એને શોખ હતો. એણે એ વિષયનાં ઘણાં પુસ્તકો વાંચ્યાં હતાં. ખાસ કરીને સાબરમતી આશ્રમમાં ગૌપાલન કેમ થાય છે તે નજરે જોઈ આવી હતી.

માધવલાલ ખુરસી ઉપર બેસીને સોપારી ચાવતા હતા. એઓ બહુ થોડાબોલા હતા. છતાં સામે હીંચકા ઉપર બેઠેલી પત્નીને ઉદ્દેશીને કહ્યું:—

"ઘરખર્ચ મેં તપાસ્યું, અર્ધોઅર્ધ ફેરફાર થઇ ગયો છે."

"ફેરફાર થયો એટલે ઘરખર્ચ ઘટયું કે વધ્યું છે?" પત્નીએ પૂછ્યું.

"ઘટયું છે. હું જોઉં છું કે નકામો બગાડ થતો અટકયો છે."

"એ તો આ વહુના પ્રતાપ છે. મારાં તો નસીબ મોટાં કે આવી સોના જેવી વહુ મને મળી છે. એણે તો મારું ઘડપણ સુધારી દીધું છે."

"હું પણ જોઉં છું કે વહુ ડાહી, ભણેલી, સમજુ અને નજર-વાળી છે."

"મને મોઇને તો આ બધી આવડત જ નહોતી. વહુએ તો ઘરને અરીસા જેવું બનાવી દીધું છે."

"વહુએ વાર્ષિક પાંચ હજાર રૂપિયાનો બચાવ કર્યો છે. તે રકમ હું એને ભેટ આપવા માગું છું."

"ઘણી સારી વાત છે. મારી પણ સંમતિ છે."

વહુએ આ રૂપિયા લીધા નહિ, પરંતુ સસરાજી અને સાસુને સમજાવી ડો. મેનાના સ્ત્રીમંડળમાં ગરીબ સ્ત્રીઓની સારી સુવાવડ કરવાના ફંડમાં એ નાણાંનું દાન અપાવ્યું.

# ૧૭ : વીણા પતિને સુધારે છે

વીણાનો પતિ મદનલાલ છેક હાથથી ગયો હતો. એને મુંબઇના રેસકોર્સનો નાદ લાગ્યો હતો. શનિવાર તો એને મન મુંબઇમાં સુવર્ણ-નો દિવસ હતો. રેસકોર્સની અંદરના વાડામાં એ જાણીતો બેટિંગ કરનાર હતો. એ હવે ત્યાં જૂનો જોગી થઈ ગયો હતો. એ હવે ઘોડાઓ ઓળખતાં શીખ્યો હતો. ઘોડાઓના જોકીઓ સાથે પણ એને ઓળખાણ થઈ હતી. ખાનગી ઘોડાઓના તબેલાઓમાં પણ એનો પ્રવેશ હતો. પોતાના સોબતીઓ સાથે ઘોડાઓની ચર્ચા એ કરતો હતો. દેશી જોકીઓને ચા પિવડાવતો હતો. એની ઓળખાણ પણ વધી હતી. કોટપાટલૂન પહેરી ઉપર અંગ્રેજી ઢબની ટોપી પહેરી ગળામાં દૂરબીન ભેરવીને એ રેસની સ્વર્ગપુરીમાં જતો હતો. ત્યાં મોટામાં મોટા હિંદીઓ અને તેમની ગૃહિણીઓ સાથે એને ઓળખાણ થયું હતું. પોતે સારા કુટુંબનો હતો. દર શનિવારે મુંબઇ પહોંચી રેસકોર્સનો ખૂબ જાણીતો થયો હતો. એની સલાહ પણ કેટલાક ગૃહસ્થો બેટિંગ માટે આવશ્યકતાભરેલી ગણતા હતા.

મદનલાલને કેમ સુધારવો એ કોયડો વીણાને ભારે કઠણ થઈ પડ્યો. નાટક, સિનેમા, હોટેલ ને સટ્ટાબજારનો એ શોખીન હતો. પેઢીના કામ ઉપર એને જરા પણ પ્રીતિ નહોતી. એ મુંબઈ અને અમદાવાદ વચ્ચે ચાલુ પ્રવાસ કરતો હતો. મોટા મનના પિતાને એની ભારે ચિંતા થઈ પડી હતી. ગોમતીબા પણ મૂંઝાતાં હતાં. પરંતુ વીણાને તો રાત્રિદિવસ એ જ ખટકો રહેતો હતો. એણે પતિને સુધારવા માટે પોતાથી સાધ્ય બધા ઉપાયો લેવા માંડ્યા હતા, પરંતુ

એમાં સફળતા મળી નહોતી. મદનલાલ સાથે આખો જન્મારો કેમ નીકળશે એવો વસવસો એને અંતરમાં થતો હતો. વીણા પતિને એક પણ કડવો શબ્દ કહેતી નહિ. લેશ પણ ઠપકો આપતી નહિ. એ સમજતી હતી કે પતિનું માનસ ઠપકાથી પર ગયું છે. એને કંઈ કહેવું તે પાડાની પીઠ ઉપર પાણી રેડવા બરાબર હતું. કંઈ અસર થાય તેમ ન હતું. વીણાએ પતિને આકર્ષવા માટે બીજી જ યુક્તિઓનો આશ્રય લીધો.

એણે સારી ટાપટીપ કરી પોતાના પ્રત્યે પતિનું આકર્ષણ વધારવાની કોશિશ કરી. યુવાન મદનલાલને એ સમજાવીને પોતાની સાથે મોટરમાં બેસાડીને સિનેમા તરફ તેડી જવા લાગી. નાટ્યગૃહોમાં પણ એ તેડી જતી હતી. સભાઓમાં પણ એને સાથે લઈ જવા લાગી. આમ થોડા દિવસો તો ઠીક ચાલ્યું, પરંતુ શુક્રવારની રાત્રે છટકીને મદનલાલ મુંબઈ ચાલ્યો ગયો. વીણા ધીરજ ખૂએ એવી નહોતી. અઠવાડિયાંઓ સુધી એણે પોતાની સોબત મદનલાલના ઉપર લાદી. પરંતુ એના આચરણમાં કંઈ સુધારો થયો નહિ. રાત્રે પણ યુવાન પત્નીએ એની સાથે ગંજીફો ખેલવા માંડ્યો. ગંજીફામાં રસ લાવવાને માટે થોડી પૈસાની હોડ પણ એણે અંતઃકરણથી વિરુદ્ધ જઈને મૂકવા માંડી. ગંજીફામાં મદનલાલને રસ રહેતો હતો. પરંતુ શનિવારની રેસનો રસ વધારે પ્રબળ હતો. એ તો અફીણના વ્યસનની પેઠે એને ચોંટેલો હતો. પત્ની પતિ પાસે સારાં પુસ્તકો વાંચવા લાગી. પરંતુ મદનલાલને પુસ્તકો સાંભળતાં કંટાળો આવતો અને તરત ઘોરવા મંડી જતો હતો. પત્ની એને પોતાના શોખના વિષય બગીચાનાં ફળપાનના છોડોમાં રસ લેવડાવવા પ્રયત્ન કરતી, પરંતુ પતિને એમાં રસ આવતો નહિ. પત્નીએ એને ચિત્રોમાં આકર્ષવા પ્રયત્ન કર્યો. સારાં સારાં ચિત્રો અને ચિત્રોવાળાં માસિકોમાં એનું ચિત્ત સમાધાન પામ્યું નહિ. સંગીત પ્રત્યે પણ એને અનુરાગ થયો નહિ.

એક વરસ સુધી વીણાએ પતિને સુધારવા અનેક પ્રયત્નો કર્યા, છતાં તેમાં એને સફળતા મળી નહિ. રેસકોર્સનો નાદ છૂટ્યો નહિ. એ એના હાડોહાડમાં બેસી ગયો હતો. વરસની આખરે એ રેસમાં

થયેલી નુકસાનીના રૂા. ૪૦૦૦)ની ડિક્રીઓ ઑન ડિમાન્ડવાળાઓએ કરાવી લીધી. એના ઉપર કેસ મંડાયા. સમન્સ આવ્યો, તેની પણ મદનલાલે કોઈને ખબર આપી નહિ. વકીલ કરીને કોર્ટમાં હાજર પણ થયો નહિ. એના ઉપર ડિક્રી થઈ ગઈ. વૉરન્ટો બજાવવા માટે નીકળ્યાં. મદનલાલને ફરી શાહુકારી જેલમાં પુરાવું પડ્યું. આબરૂદાર બાપને તો એને છોડાવવા વગર બીજો રસ્તો જ નહોતો. એણે રૂા. ૪૦૦૦) ભરીને દીકરાને બીજી વાર જેલમાંથી મુક્ત કર્યો. શાંત માધવલાલ પણ ઊકળી ગયા. એમણે ઊકળીને સોપારી ચાવતાં ચાવતાં પત્નીને ઉદ્દેશીને કહ્યું:

"મદન છેક હાથથી ગયો છે. હું તે એનાં કેટલાં પૂરું ? બાપને ગળે ટૂંપો દેવાનું કામ એણે શરૂ કર્યું છે."

"હું યે જાણું છું. ઘણુંયે કહું છું. ઠપકો પણ આપું છું. એને જરા પણ ચાનક નથી. મોટા દીકરાને મરાય તો નહિ. આવડો ઢગો કંઈ સમજતો નથી. હું પણ થાકી છું."

"આ વખતે તો કરજ ભરી દીધું છે. પણ એને મારા ધોળા વાળ ઉપર પણ દયા આવતી નથી. જે ગઈ ગુજરી તેને તો ભૂલી જાઇશ. પણ ભવિષ્યનો વિચાર કરતાં કંપારી છૂટે છે."

"બીજું શું થાય ? પેટના દીકરા જ વેરી બને એટલે કોને કહેવા જઇએ ? પેટમાં પાણો જન્મ્યો હોત તો પણ સારું," ગોમતીબા ડૂસકાં ભરવા લાગ્યાં.

"હું તો હવે થાક્યો. મારાથી મદન સુધર્યો નહિ. હવે એને સુધારે એની બાયડી. આપણે તો આજ છીએ અને કાલ નથી. પાકાં પાન થયાં. પણ જન્મારો એની બાયડીએ કાઢવાનો છે. એ પોતાના ઘરને સુધારે."

"વહુ તો ખૂબ મહેનત કરે છે. એને રાત્રિદિવસ જંપ નથી. પણ આ કમબખ્ત સુધરતો જ નથી ત્યાં વહુને શું દોષ દેવો ? એ એનાં નસીબ ભોગવશે. મેં તો હાથ ધોઈ નાખ્યા છે."

વીણાને પણ ખૂબ માઠું લાગ્યું હતું. એણે બધા ઉપાયો અજ-

માવ્યા છતાં એને પરિણામમાં એ જ જેલમાં પુરાયેલા પતિનાં દર્શન થયાં હતાં. વીણાએ એ રાત્રિએ પતિની સાથે બહુ વિનવણીઓ કરી પણ એ પાસું વાળી સૂઈ ગયો. એ શુક્રવારે મુંબઈની ટ્રેનમાં જાણે કાંઈ પણ ન બન્યું હોય તેમ ચડી બેઠો. રેસનું આકર્ષણ એ દૂર કરી શક્યો નહિ. વીણાને આ કોયડો અત્યંત ગૂંચાયેલો લાગ્યો નહિ. પોતાની શક્તિ અજમાવી જેટલા ઉપાયો અજમાવાય તેટલા અજમાવ્યા.- પણુ પતિ તો એ જ પખાલીનો પાડો રહ્યો!

વીણા એક દિવસ સાંજે ડો. મેના પાસે ગઈ. એણે પતિને સુધારવાના પોતાના પ્રયત્નો ડો. મેનાને વર્ણવી બતાવ્યા. પોતાને નિષ્ફળતાઓ મળી તે પણ દેખાડી દીધી. હવે પોતાને માર્ગદર્શક થવા માટે વિનંતિ કરી.

"વીણા, તું નિષ્ફળતાથી થાકી ગઈ છે?"

"ના ડૉકટર, હું જરા પણ થાકી નથી. મારી ધીરજ અખંડ અને અબાધિત છે."

"હવે જરા કઠિન માર્ગ તારા માટે છે, તે લેવાશે?"

"એ તો મારા ભલાને માટે છે. એ માર્ગે જવું એ તો મારી એક ફરજ છે."

"ઠીક છે, ત્યારે તું હવે રાત્રિદિવસ તારા પતિને પાંચ મિનિટ માટે પણ વીલો મૂકતી નહિ. એ જ્યાં જાય ત્યાં તારે પણ જવું. કોઈ પણ કામમાં તારે એને અટકાવવો નહિ. કદી ઠપકો પણ આપવો નહિ. પરંતુ તે કામમાં સમજણ મેળવીને એના સલાહકાર થઇ એને ભૂલો કરતો અટકાવવો એ જ તારું કર્તવ્ય છે. ખોટી શરમ મૂકી પતિને એનું દરેક કામ સારી રીતે કરતાં શીખવ. પ્રેમથી એને યોગ્ય માર્ગે લઇ આવ. એને ચીડવીશ નહિ. હઠ કરીશ નહિ. સાચી સલાહની કિંમત અને કદર એને જરૂર થશે. માર્ગદર્શક થઇ એના દુર્ગુણોને યોગ્ય માર્ગે વાળજે. તારે રેસમાં પણ સાથે જવું. સટ્ટાબજારમાં પણ સાથે જવું. છાયાની પેઠે એને અનુસરવું. મારી તો આ સલાહ છે. બીજો માર્ગ નથી."

વીણાને આ સલાહ પસંદ આવી. એણે પહેલાં સાસુ–સસરા સાથે વાત કરી પોતાનો કાર્યક્રમ કહી બતાવ્યો. રેસકોર્સમાં અને સટ્ટાબજારમાં સારા ઘરની યુવાન વહુ જાય એ ગોમતીબા અને સસરાજી બંનેને યોગ્ય ન લાગ્યું. પરંતુ આપદ્‌ધર્મ તરીકે એમણે છેવટે સંમતિ આપી દીધી. વીણાએ પતિ પાસે હવે શિષ્યપણું આરંભ્યું. એણે રેસના ઘોડા, જોકીઓ અને ઘોડાઓ ઉપર બેટિંગ કેમ થાય તે સર્વે પતિ પાસે શીખવા માંડ્યું. પતિને પણ મનગમતો વિષય મળવાથી ખૂબ ઉત્સાહમાં આવી પત્નીને એ સર્વ વિગતો સમજાવવા લાગ્યો. પત્નીએ બહુ જ આગ્રહ કરી પતિને રેસકોર્સમાં તેડી જવા જણાવ્યું. બહુ જ આનાકાની પછી મદનલાલ વીણાને મુંબઇ લઈ ગયો. વીણાએ બેત્રણ અઠવાડિયાં સુધી તો રેસકોર્સની બધી વિગતોનું બારીકાઈથી અવલોકન કર્યું. પછી એ મદનલાલને બેટિંગ કરવામાં સલાહ આપવા માંડી. મદનલાલ પહેલાં એની સલાહ ધિક્કારી કાઢતો. પરંતુ એકાદબે દાખલામાં એની સલાહથી લાભ થયો, એટલે વીણાની સલાહની કિંમત થવા માંડી.

વીણાએ ઘોડાઓ, એમની દોડવાની શક્તિ, એમના વંશોની હકીકત, એમની તાલીમ, ઘોડદોડમાં ચાલતી લુચ્ચાઈઓ, એ સર્વે સમજી લીધાં. ઊંડા અભ્યાસથી એ હવે પતિને સલાહ આપી શકતી હતી. પતિ પણ એનું જ્ઞાન જોઈ નવાઈ પામ્યો. પતિની એ મંત્રી બની. મદનલાલને એની સલાહની કિંમત અને કદર થયાં. એ હવે દરેક ઘોડા ઉપર બેટિંગ કરતાં પહેલાં પત્નીની સલાહ લેવા લાગ્યો. વીણા એની નિત્યસહચરી બની. ઘોડદોડમાં આવતી અંગ્રેજી અને પારસી બાનુઓ સાથે એણે મૈત્રી બાંધી. એમના સહવાસથી વીણાને ઘણું જાણવાનું મળ્યું. મદનલાલને હવે નુકસાની લાગતી નહોતી. એ ફાયદો મેળવવા માંડ્યો. વીણાએ યુક્તિથી એના મનને રેસકોર્સમાંથી વાળવાની તાલીમ શરૂ કરી દીધી. એ આખરે વ્યસન છે. એમાં ચાલતી બદમાસીઓનું મદનલાલને પ્રત્યક્ષ પ્રદર્શન દેખાડી દીધું. સજ્જનો માટે ઘોડદોડ એ અનુકૂળ માર્ગ નથી. એ પણ એના મનમાં ઠસાવી દેવાના પ્રયત્નો કર્યાં.

વીણા પોતાની સાથે ચા અને પૂરીઓ તથા મદનને પસંદ પડતી ખાવાની ચીજો સાથે લઈ આવી. ધીમે ધીમે હોટેલોમાં ખાવાનો નાદ ઓછો કરી દીધો. સટ્ટાબજારમાં પણ તે રસ લેવા માંડી. સટ્ટાબજારમાં વસ્તુઓના ભાવો, બજારો ઉપર થતી બહારના સંયોગોની અસરો અને સટોડિયાઓની રીતોનો અભ્યાસ કર્યો. સટોડિયાઓ સમય જોઈ પલટી જાય છે, એઓ મોટા સોદાઓ કરે છે, પરંતુ પોતાના શિર ઉપર મોટું જોખમ રાખતા નથી. પોતે નુકસાનીની હદ બાંધી જાણે છે. એક રૂપિયો નુકસાનીની હદ બાંધી હોય તો તેટલા ભાવો ઘટે એટલે માલ લઈને ઓછી નુકસાની આપે છે. નફો ગમે તેટલો ખાઈ શકે છે. યુરોપઅમેરિકાનાં અને દેશપરદેશનાં બજારોનો પણ વીણાએ અભ્યાસ કર્યો. પતિને એણે પરચૂરણ સટ્ટો કરવામાંથી અને નાના દલાલોની સોબતમાંથી બચાવી લઈ મોટા સટોડિયા દલાલોની બુદ્ધિમાન સોબતમાં લાવી દીધો.

વીણાની સલાહ અને સોબત હવે મદનલાલને અનિવાર્ય થઈ પડી. સસરાજીને કહી એણે થોડી મૂડી મેળવીને સટ્ટો કેમ નજોખમી રીતે કરવો તે બતાવી દીધું. એમને થોડોઘણો લાભ પણ મળ્યો. મદનલાલને પત્ની હવે દરેક વાતમાં દોરતી હતી.

પત્નીએ ધીમે ધીમે રેસકોર્સ અને સટ્ટાનો નાદ પતિને છોડાવી દીધો. એણે સસરાજીને કહી એક સાબુ બનાવવાનું કારખાનું કઢાવ્યું. મદનલાલને પણ એમાં પોતાની શક્તિઓ વાપરવાનું સમજાવી શકી. બંનેની સખ્ત મહેનતથી એ કારખાનું સારી રીતે ચાલવા લાગ્યું, એટલે એણે ધોવાના સાબુ સાથે નાહવાના સુગંધી સાબુનો પણ કારખાનામાં ઉમેરો કરવા માંડ્યો. ધીમે ધીમે કારખાના માટે યંત્રો મંગાવીને વીણાના સહકારથી મદનલાલે એ કારખાનાનો વિકાસ કરવા માંડ્યો. પતિના શોખની સીધી રીતે સામું થવું નહિ, પરંતુ એ શોખને પણ નિયમિત રીતે અનુકૂળ બનાવીને એમને છોડાવવામાં વીણાને એકચિત્તે કામ કરવાથી સફળતા મળી. એણે દરેક વસ્તુનો ઊંડો અભ્યાસ કર્યા પછી જ નવું કામ શરૂ કરવાની ટેવ રાખી હતી. કામ શરૂ કરાવ્યા પછી એના ઉપર સરસ ધ્યાન દેવું એ પણ

એની ટેવ હતી. મદનલાલને હજી પણ રેસનું ખેંચાણ થતું. કયારેક આકર્ષણ વધવાનાં ચિહ્નો લાગતાં ત્યારે વીણા એને રેસકોર્સ ઉપર સાથે લઈ જતી. પત્નીને એ હવે ખરા પ્રેમથી ચાહતો હતો. કામનો બોજો, પત્નીની શરમ અને નબળાઈ ન દેખાડવાની ઇચ્છાથી છેવટે રેસ અને સટ્ટો એણે મૂકયાં.

સાબુનું કારખાનું સારું ચાલવા માંડયું. પતિને કહીને એણે જેઠને આ કારખાનામાં દાખલ કરાવ્યો. બેદરકાર વદનલાલનું પણ પિતાના વેપાર કરતાં કારખાનામાં કાંઈક ચિત્ત ચોંટયું. એણે હવે સાબુના કારખાનામાં વધારે રસ લેવા માંડ્યો. વીણા બધું કામ જેઠની પાસે કરાવતી; માત્ર એ માર્ગદર્શક થતી અને સલાહ આપતી હતી. ધીમે ધીમે વદનલાલે સાબુના કારખાનાનો ભાર ઉપાડી લીધો, એટલે વીણાએ એનો ભાર વદનલાલ ઉપર નાખી દીધો.

પતિને સમજાવી એણે છત્રીઓનું કારખાનું શરૂ કરાવ્યું. છત્રીઓનું કાપડ હિંદમાં બનતું નહોતું તે એણે માન્ચેસ્ટરથી મંગાવ્યું. સળિયા પણ પરદેશોથી આવતા હતા. માત્ર લાકડાની દાંડીઓ અહીંના કારીગરો બનાવતા હતા. છત્રીઓનું કારખાનું પણ બે વરસમાં જામી ગયું અને એ પણ ધીમે ધીમે સારો નફો આપવા માંડયું.

વીણાએ પોતાની જેઠાણીને પણ કંઈક યોગ્ય રાહ ઉપર લાવવા વિચાર કર્યો. એણે મોટા રસ્તા ઉપર જ્યાં સ્ત્રીઓની આવજાવ હોય તે સ્થળે એક મોટો સ્ટોર ખોલ્યો. એમાં સ્ત્રી-ઉપયોગી હજારો જાતની વસ્તુઓ વીણાએ રખાવી. સ્ત્રીમંડળે પણ એમાં સહકાર આપ્યો. એનો સર્વે નફો ડૉ. મેનાના ગરીબ સ્ત્રીઓના સુવાવડ-ખાતામાં આપવાનો હતો. એમાં વેચનારી સર્વે સ્ત્રીઓ જ હતી. પહેલાં એ ખાતું બહુ જ નાનું શરૂ કર્યું. ડૉ. મેનાને હાથે તે ખુલ્લું મુકાવ્યું. એમાં માત્ર સ્વદેશમાં જ બનાવેલા પદાર્થો મૂકવામાં આવ્યા હતા. ઢાકાની અને મદ્રાસની સાડીઓ, માઇસોર અને કાશ્મીરનાં રેશમો, મિલોનાં વસ્ત્રો, હિંદમાં બનેલા ચંપલો, બૂટો, ગંજીફરાકો, ચામડાનો સામાન, કાચનો સામાન, ધાતુઓની વસ્તુઓ, મોજાંઓ, અને પેટીઓ રાખવા માંડ્યાં. પ્રથમ સસરાજીએ વીસ હજારની મૂડી

આપી હતી. ધીમે ધીમે જેમ વેચનારી બાઇઓ તૈયાર થતી ગઈ, તેમ વેચવાનો સામાન વધારવા માંડ્યો. હિસાબ તૈયાર કરનારાઓનું જુદું ખાતું રાખ્યું. પોતે પૂરતી ચોકસી અને દેખરેખ રાખી, દરરોજ દશ-બાર કલાક સ્ટોર ઉપર વીણા ગાળતી હતી. સ્વચ્છતા, સુઘડતા, વસ્તુઓની નિયમિત તપાસણી, હિસાબની સફાઈ એણે જાતે જોવા માંડી.

એની જેઠાણી રાધાને પણ એમાં રસ પડ્યો. વીણા એને સાથે રાખતી હતી. સારા કામનો યશ જેઠાણીને આપતી હતી. ભૂલ ભાવોની જવાબદારી એણે પોતાને માથે લઈ લીધી. એણે જેઠાણીને દરેક વાતમાં આમે ય વાત કરવા માંડી. વસ્તુઓને વેચાણ માટે કલામય રીતે ગોઠવવી, એના ભાવતાલ નક્કી કરવા એ સર્વે કામ રાધા ઉપર મૂક્યું. રાધા ભણેલી હતી, હોંસીલી હતી, અને પસંદ પડે તે કામમાં રસ લેતી હતી; એટલે એને એ કામમાં રસ લાગી ગયો. કલબમાં, હોટેલોમાં સમય ગાળવાને બદલે આ સ્ટોરમાં એને સમય ગાળવાનું કામ ગમ્યું. એણે પોતાનો સમય જે બ્રિજ રમવામાં પસાર થતો હતો, તેને બદલે સ્ટોરના કામમાં લગાડ્યો. દશ ટકાથી વધારે નફો લેવાનો નહોતો. સ્ટોરમાંથી દર વરસે ૨૦ થી ૨૫ હજાર ચોખ્ખો નફો થતો. પરંતુ તે સર્વે સુવાવડખાતામાં અપાતો હતો.

સૌથી નાની નણંદ શાંતા તેર વરસની હતી. માતાની તે લાડકી હતી. એ પોતાની મરજી પ્રમાણે કરતી હતી. કોઇનો પણ હુકમ માનતી નહિ. ક્યારેક તો માતાને પણ ધમકાવી લેતી હતી. એને પણ કંઈ કામકાજ નહોતું. નોકરો ઉપર હુકમો કરવા, મોટરમાં ફરવું, નાટકસિનેમા જોવાં, ઘેર ભણાવવા આવતી પારસી બાઈ પાસે ક્યારેક લેસન કરે, ક્યારેક ન કરે. સહુના ઉપર રોફ કરવો, મોટેથી બૂમો પાડવી, પોતાનાં કપડાંલત્તાંની પણ સંભાળ લેવી નહિ, ગમે ત્યારે ખાવું, ગમે ત્યારે સૂવું, ગમે ત્યારે બહાર જવું એ સર્વે પૈસાદારના ઘરનાંને જે રોગો લાગુ પડે છે, તે સર્વે શાંતાને પણ લાગુ પડ્યા હતા. શરૂઆતમાં નવાં ભાભી આવ્યાં, તેના ઉપર આ નાની-સરખી છોકરીએ રોફ બેસાડવા યત્નો કર્યા. પરંતુ વીણાએ એને તરત ઓળખી લીધો. એ છોકરી માત્ર બહારના પૈસાની વિપુલતામાંથી

ઉત્પન્ન થતા વાતાવરણથી બગડી છે, પરંતુ એનું હૃદય ઉત્તમ સેનાના જેવું સ્વચ્છ છે.

વીણાએ શાંતાનો વિશ્વાસ અને પ્રેમ જીતી લેવાના પ્રયત્નો કરવા માંડ્યા. એણે શરૂઆતમાં શાંતાના રોફનો જવાબ પ્રેમથી આપવા માંડ્યો. ગોમતીબા પાસે એની ભૂલો કે પ્રમાદોની ચાડીચૂગલી કરવાનું એણે બિલકુલ રાખ્યું નહિ. એણે શાંતાને જરા પણ ઠપકો આપ્યો નહિ; જરા પણ શિખામણ આપવાનું શિક્ષકનું કામ પણ સ્વીકાર્યું નહિ. શાંતા ખર્ચાળ હતી. પિતા તો ઘરના કે બાળકોના કામમાં માથું મારતા જ નહિ. માતા એને માસિક પચીસ રૂપિયા વાપરવા આપતી હતી. પરંતુ આ ખર્ચાળ છોકરીને પચીસ રૂપિયા ચટણીમાં ઊડી જતા. શહેરના કાપડિયા દુકાનદારોનું કરજ થવા માંડ્યું. માતા પાસે માગવા જેટલી શાંતામાં હિંમત નહોતી. માતા વખત આવ્યે ભારે કડક થતી. દુકાનદારો એના ઉપર ભારે દબાણ કરતા હતા. શાંતા મૂંઝાઈ. એ ખરાબ છોકરી નહોતી, પરંતુ એને ઉડાઉપણાનો રોગ લાગુ પડ્યો હતો. પિતા પાસે નાણાં માગવાનો રિવાજ નહોતો. મોટી ભાભી પોતે ઉડાઉ હતી. એના હાથમાં પૈસો રહેતો નહોતો. એની પાસે માગવા જેવું હતું નહિ. ભાઈઓ પાસે પણ નાણાંની તંગી રહેતી. શાંતા મૂંઝાઈ. એનું મોઢું પડી ગયું. પરંતુ સૌ પોતપોતાની ચિંતાઓમાં મશગૂલ હતાં. શાંતા તરફ કોઈને ધ્યાન દેવાની ફુરસદ નહોતી.

વીણાની આંખો ચકોર હતી. એણે નાની નણંદના ચહેરામાં થયેલો ફેરફાર પારખ્યો. એ જમ્યા પછી નાની નણંદનો હાથ પકડી તેને પોતાના ઓરડામાં તેડી ગઈ.

"શાંતાબહેન, તમારું મોઢું કેમ પડી ગયું છે?"

"ના ના, એ તો ભાભી, તમને લાગતું હશે; એવું કાંઈ નથી. મારી તબિયત બરાબર છે."

"તબિયત બરાબર છે એ હું જાણું છું, પણ તમારા મનમાં કંઈક ચિંતા જેવું છે, મને નહિ કહો?"

"કંઈ કહેવા જેવું તો નથી. થોડીઘણી ચિંતા તો સૌને હોય."

"લ્યો શાંતાબહેન, તમે મને પારકી ગણી. હું તો તમારી મોટી બહેન થાઉં, મને નહિ કહો તો કોને કહેશો? પોતાની મોટી બહેન-માં વિશ્વાસ નથી?"

"બળ્યું મૂકોને એ વાત, એવું તો કહેવા જેવું કંઈ નથી. તમને ન કહું તો કોને કહીશ?"

"લ્યો હવે જે હોય તે ઓકી કાઢો, લ્યો મારો કોલ. હું તમને બનતી મદદ આપીશ."

"અરે, આ તો થોડી સાડીઓ ખરીદી છે તેના પૈસા ચૂકવવા છે તેની વાત છે."

"કેટલા પૈસા ચૂકવવાના છે, મને કહેશો?"

"મને ખબર નથી. સોબસો હશે. હું હિસાબ રાખતી નથી."

"ફિકર નહિ, હું એ ચૂકવી આપીશ. પરંતુ તમારે મને વચન દેવું પડશે કે કોઈ પણ ચીજ લો તે મને સાથે લઈ જઇને ખરીદવી. એમાંથી મને ચીજનું પારખું પડશે. મને તો કંઈ લેતાં આવડતું જ નથી. તમારી પાસેથી શીખીશ."

સાસુની રજા લઇને વીણા શાંતા સાથે ગઈ. એણે કાપડિયાઓ અને બીજાઓના આંકડાઓ લીધા. એ સર્વે શાંતાને બેસાડીને તપાસાવ્યા. છેવટે ૭૦૦) રૂપિયા કરજનો આંકડો થયો. શાંતા તો એ જોઈ હેબતાઈ ગઇ. પરંતુ વીણાએ એને એક અક્ષર ઠપકાનો કહ્યો નહિ. એની પાસે એના પિયરમાં ભેગા કરેલા પૈસા હતા. તેમાં-થી એણે નણંદનું કરજ ચૂકવી દીધું. નણંદને ઓશિંગણમાં રાખીને વેચાતી લઈ લીધી.

વીણા સાસરે નવી આવી ત્યારે એક બનાવ બન્યો હતો. એક ધનવાનનો દુષ્ટ છોકરો શાંતાની પાછળ લાગ્યો હતો. એણે શાંતાના નામના બનાવટી કાગળો ઊભા કરીને એને સતાવવા માંડી હતી. શાંતામાં પિતાને કહી દેવાની હિંમત નહોતી. તે નિર્દોષ છતાં ડરતી હતી. વીણાને આ વાતની ખબર પડી. રોતાં રોતાં શાંતાએ બધી વાતો કહી દીધી. ભાભીએ એને ધીરજ આપી. એણે જઇને ડો.

મેનાને સઘળી વાત કહી. ડૉ. મેનાએ નિઃશંક રહેવા જણાવ્યું. એણે એ પૈસાદારના છોકરાને બોલાવી સમજાવીપટાવી કાગળો મંગાવ્યા. એ છોકરાએ ડૉ. મેનાને ઠગવા માટે અને ખરેખર શાંતાના જ કાગળો છે એમ ઠસાવવા માટે કાગળો બતાવ્યા. ડૉ. મેનાએ એની બનાવટ તરત સમજી લીધી. એમણે લાલ આંખ કરી. એ કાગળો પોલીસને આપવા જણાવ્યું. એ દુષ્ટ છોકરે પહેલાં તો ખોટી હિંમત કરી રુઆબ બતાવ્યો. પરંતુ ખોટું કેટલું ટકે? એ છેવટે આકરા પગલાની બીકથી માની ગયો. એનાં ખોટાં પાટિયાં ટક્યાં નહિ.

"તેં બહુ દુષ્ટ કામ કર્યું છે. પણ જા, આ વખતે તને માફી આપું છું. પરંતુ મારા છૂપા જાસૂસો તારી પાછળ રહેશે. તારા દુષ્કર્મની જરા પણ વાત ભવિષ્યમાં આવશે, તો આ સર્વે બાબતો હું તારા પિતાને પહેલાં કહીશ. તે જો યોગ્ય ઉપાય નહિ લે, તો જાહેર છાપાંઓમાં આ તારું નાટક છપાવીશ. તું હમણાં શું ભણે છે?"

"હમણાં કંઈ ભણતો નથી." વીલે મોઢે યુવકે જવાબ આપ્યો.

"તું શું કામ કરીશ? કંઈ ધંધો કરીશ કે નહિ?"

"હું કંઈ કરતો નથી. ઘેર બેઠો છું."

"તારા બાપની મિલ છે તેમાં કામ કર. હું આવતી કાલે તારા બાપને મળીશ. હું એમને કંઈ આ વાત કરીશ નહિ. પણ તને કામે લગાડવા કહીશ."

બીજે દિવસે ડૉ. મેના એ યુવકના પિતાને મળ્યાં. મોઘમમાં એમણે એના પુત્રને કામ આપવા જણાવ્યું. પિતાપુત્રને ભેગા કરીને મિલમાં કામ કરવા માટે ખાતરી લીધી. પિતા પણ પુત્ર મિલમાં કામ શીખે તે માટે ખુશી હતા. એમણે આ ગોઠવણને વધાવી લીધી. યુવક ચાલાક હતો. એ કામ ઉપર ચડતાં સુધરી ગયો.

શાંતા તો હવે ભાભીની પૂંછડી બની. જાજરમાન છોકરી વીણાની વગરપગારની અનુયાયી બની. એણે પોતાનો અભ્યાસ શરૂ કર્યો. ભાભીના દરેક કામમાં એ સહકાર આપવા લાગી.

# ૧૮ : દુઃખી કુટુંબ

ડૉ. મેનાને એક દિવસે એક ગરીબ સ્થિતિનો ગૃહસ્થ તેડવા આવ્યો. એના કુટુંબમાં બીમારી હતી: કુટુંબની બે ખાટલાવશ સ્ત્રીઓને જોવા એણે વિનંતિ કરી. ડૉ. મેના ગરીબ સ્થિતિના ગૃહસ્થોનાં કુટુંબો પ્રત્યે સદ્‌ભાવ ધરાવતાં હતાં. એઓ કાંઈ પણ ફી લીધા વગર એવાં કુટુંબોમાં દર્દીઓને જોવા જતાં હતાં. જે રોગી હૉસ્પિટલમાં આવીને ત્યાં મળી જાય તેમને માટે દવા પણ મફત અપાતી હતી. પરંતુ ખાટલાવશ દર્દીઓને માટે જાતે જોવા જવાની ડૉ. મેના કદી પણ આનાકાની કરતાં નહોતાં. એઓ એ ગૃહસ્થ સાથે મોટરમાં બેસીને ગયાં. પોળની અંદર એક નાના ઘરમાં એ રહેતો હતો. એના ઘરના દેખાવથી એની હાલત ઘણી ગરીબાઈ ભરેલી લાગતી હતી. એનું ઘર ખૂબ નાનું હતું. ઘરમાં એક ઓરડો અને એક ઓસરી હતાં. ઓસરીની એક તરફ બે માટીની કોઠીઓ આડી રાખી રસોડું બનાવ્યું હતું. ઓરડામાં એક તરફ અનાજની કોઠીઓ હતી. બેત્રણ લાકડાની પેટીઓ બીજી તરફ હતી. ઓરડામાં ખૂબ અંધારું હતું. આખો ઓરડો સામાનથી ભરેલો હતો. વચ્ચે બે ખાટલાઓ ઉપર બે સ્ત્રીઓ સૂતી હતી.

આ ખાટલાઓમાં સૂતેલી સ્ત્રીઓનાં ફિક્કાં-ઝાંખાં મોઢાંઓ ડૉ. મેનાએ જોયાં. એમનાં બિછાનાં, કપડાં સૌ અતિ ગંદાં અને મેલાં જોવામાં આવ્યાં. માખીઓ આસપાસ ઊડતી હતી. છાપરામાં ઉંદરના અવાજો દિવસે પણ સંભળાતા હતા. ઓરડામાં ભીંતો ઉપર જાળાં બાઝયાં હતાં. ભીંતો સર્વે મેલી અને ધૂળવાળી લાગતી હતી.

જમીન પણ લીંપેલી નહોતી. અંદર ખાડાંખબચાં દેખાતાં હતાં. ગરીબાઈ, ગંદકી અને માકણમચ્છરોનો ત્યાં ત્રાસ હતો. ખાળમાંથી ન ખમાય એવી બદબો નીકળતી હતી. ડૉકટરને નાકે રૂમાલ રાખવો પડ્યો. ડૉકટરે બંને દરદીઓને તપાસી જોઇ. આધેડ ઉંમરની બાઇને મેલેરિયા હતો. નાની યુવતીને પાંડુરોગ હતો. બંનેની ખાટલાવશ સ્થિતિ હતી.

"તમારું નામ શું?"

"મારું નામ છેલભાઈ. આ મારી સ્ત્રી અને આ મારી પુત્રવધૂ છે."

ડૉ. મેના સહેજ ચમક્યાં. "તમારી પત્નીનું નામ શું?"

"એનું નામ વસંત છે."

"ઘરમાં કોણ કોણ છે?"

"ઘરમાં અમે બે છીએ—હું અને મારો પુત્ર."

"તમે શું ધંધો કરો છો?"

"હું મિલમાં નોકરી કરું છું, છોકરો વેપારીને ત્યાં નોકરી કરે છે."

ડૉ. મેનાના સ્મૃતિપટ ઉપર અનેક જૂના ભૂતકાળના બનાવોના ફોટોગ્રાફો જાગૃત થયા. એ છેલભાઈ જ એના જીવનમાં ઝેર રેડનાર હતો. વસંત એની સ્ત્રી પણ એ જ હતી. છેલભાઇએ વિલાસ અને પારકી સ્ત્રીઓ પાછળ પૈસા ગુમાવ્યા હતા. એની આગળની સ્થિતિ અને હમણાંની સ્થિતિમાં કેટલો ફરક હતો! આગળ ધન હતું, વૈભવ હતો, મહેલ જેવાં ઘરો હતાં, નોકરો હતા, ઘોડાગાડીઓ હતી. એને સ્થળે અત્યંત ગરીબાઈ, ગંદકી, દુઃખ, તંગી, લાડમારી અને બીમારી સાક્ષાત વસી રહ્યાં હતાં. આ કુટુંબ બહુ દુઃખી હતું. બંને સ્ત્રીઓને અર્ધા ફાટેલા ગાભા જેવાં ગોદડાં ઓઢાડ્યાં હતાં. ડૉ. મેનાનું હૃદય દયાથી ઊભરાઈ ગયું. આ છેલભાઇએ પોતાના પ્રત્યે કરેલા ભૂતકાળના અન્યાય અને અપરાધને એણે મોટા મનથી

મનમાં જ ક્ષમા આપી. એણે પોતાના મનના વેગોને બહાર પ્રગટ કરવા દીધા નહિ.

ડૉ. મેનાએ હળવેથી વહુના શરીર ઉપરનું ગોદડું ઊંચું કર્યું. વીસબાવીસ વરસની યુવતી ખાટલા ઉપર સૂતી હતી. એની રોગથી ઘેરાયલી આંખો ઊંડી ઊતરીને તગતગી રહી હતી. માથાના વાળ તેલ વગરના કોરા હતા અને ખંજવાળીને એણે વિખેરી નાખ્યા હતા. એનું શરીર હાડકાંના માળખા જેવું લાગતું હતું. અંદર માંસ અને લોહી દેખાતાં જ નહોતાં. ઉપરની ચામડી પીળી થઇ ગઇ હતી. હાથપગ સુકાઇને દાંડા જેવા થઇ ગયા હતા. શરીર ઉપર મેલાં ગંધાતાં કપડાં ઢીલાં ઢીલાં પડ્યાં હતાં. યુવતી રોગથી અને પીડાથી સિસકારા કાઢતી હતી. એના શરીરમાં ભાઠાં પડ્યાં હતાં. ભાઠાંમાંથી નીકળેલા લોહીના ડાઘા કપડા ઉપર પણ દેખાતા હતા. પથારીમાંથી અને યુવતીના શરીરમાંથી બદબો નીકળતી હતી. હાથમાં પહેરેલી ચૂડીઓ ઠેઠ કોણી સુધી ચડી ગઈ હતી. યુવતી દુઃખ અને પીડાથી માંડમાંડ શ્વાસ લેતી હતી. રોગે એનું મોઢું ભયંકર બનાવી દીધું હતું. ડૉ. મેના ગરીબાઈ, રોગ અને પીડાનાં જૂનાં અનુભવી હતાં. પરંતુ આ યુવતીની જીવતા નરકમાં સડવા જેવી સ્થિતિ જોઈ એમને પણ ગ્લાનિ થઈ. રિબાઈ રિબાઇને એ છોકરી મરતી હતી. આંખો પણ પીળી પડી ગઈ હતી. ડૉક્ટરે એને નાકે રૂમાલ રાખી તપાસી. એને પાંડુરોગ હતો. ફિક્કા મોઢામાં તગમગતી યુવતીની આંખો નિરાશાથી અને દુઃખથી ઘેરાયલી હતી. તે દયા યાચતી હતી. એને જીવવું ગમતું હતું.

"આ બાળા કેટલોક સમય થયાં બીમાર છે?"

"છએક મહિના ઉપર કસુવાવડ થઈ હતી. ત્યારથી કચર-પચર ચાલી આવે છે."

"પણ એને તો ત્રણ માસનો ગર્ભ છે!" ડૉ. મેનાએ કંટાળીને કહ્યું. છેલભાઈએ મોઢું નીચું ઢાળી દીધું.

"કેટલો વખત થયા બિછાનાવશ છે?"

"એકાદ માસ થયો હશે. એને પ્રથમ તાવ આવતો હતો."

"કંઇ દવા કરો છો કે?"

"અમને ગરીબ માણસોને ખાવાનું પણ પૂરતું નથી મળતું, ત્યારે દવા ક્યાંથી કરીએ?"

"ધર્માદા દવાખાનામાંથી દવા કેમ ન લાવ્યા?"

"દવા કોણ લાવે? નોકરી ઉપર ન જાઉં તો ખાવાના ફાંફા પડે. ઘેરથી પણ બીમાર છે, એટલે દવા લાવવાનું બનતું નથી."

"તમારી સ્ત્રીને કેટલા દિવસો થયાં તાવ આવે છે?"

"બે મહિના થયા ટાઢ આવી તાવ આવે છે. તાવ ઊતરી જાય એટલે જેમતેમ રસોઈ કરી દેતી હતી; પણ અઠવાડિયું થયાં બહુ અશક્ત બની ગઈ છે. એટલે નોકરીથી આવી બાપદીકરો જેમ-તેમ રસોઈ કરી લઈએ. ડૉક્ટરસાહેબ, દુઃખી માણસો છીએ. શું કરીએ? જેવાં નસીબ!"

"વહુની તબિયત પહેલાં કેવી હતી?"

"વહુ છ માસ આગળ તો રાતી રાણ જેવી હતી. પહેલી વખત અહીં આવી ત્યારે પણ તબિયત બગડી હતી. પછી પિયર બાર માસ રહીને આવી ત્યારે તંદુરસ્ત હતી."

"ત્યારે બીજી વખત પિયર કેમ ન ગઈ?"

"માવીતરે મા મરી ગઈ છે. ભાભી સાથે બનતું નથી. એટલે ન ગઈ."

ડૉ. મેનાએ વસંતને તપાસી. એને જૂનો મૅલેરિયા હતો. એની આંખો નિસ્તેજ થઈ ગઈ હતી. પેટમાં મૅલેરિયાને લીધે બરોળની ગાંઠ થઈ ગઈ હતી. બિછાનું મૂકી શકતી નહોતી.

"ખાવાનું શું આપો છો?"

"ખાવાનું તો બહુ કંઇ માગતી નથી. એને રાતા ચોખાની કાંજી કરી પાઉં છું."

"કોઇ દિવસે નવરાવીધોવરાવી છે, અથવા અંગો લૂછ્યાં છે?"

"એ કોણ કરે? આખો દિવસ નોકરીમાંથી થાકીને બાપ-દીકરો આવીએ. અમારા માટે રસોઇ કરીએ, જરા ઘર સાફસૂફ કરી-

એ અને સૂઈ જઇએ. સવારના વહેલા ઊઠી વાસણ માંજી, નાહી-ધોઈ કપડાં ધોઇ રહીએ, એટલે કામે જવાનું થાય. અમારો તે કાંઈ અવતાર છે!"

"તમારું મોઢું જોતાં તમે પણ સારા દિવસો જોયા લાગે છે."

છેલભાઇએ નિસાસો નાખ્યો. "ડોકટર! ઘેરે ગાડીઘોડા, બંગલા અને નોકરચાકર હતા. પરમાત્માની જેવી મરજી. ઘણુંયે હતું, હવે કંઈ નથી. નસીબ ઊંધાં છે."

ડો. મેનાને દયા આવી. એને ખાતરી થઈ કે હજી કેસ તદ્દન નિરાશાજનક નહોતા. વહુને માટે બહુ જ થોડી આશા હતી. એ ગર્ભવતી હતી. બાળકનો જન્મ આવી રોગિણી માતા માટે પ્રાણહર બને છે.

"જુઓ મિ. છેલભાઇ, આ તમારા ઘરમાં દર્દીઓને માટે કંઈ સગવડ નથી. એમની સેવાચાકરી નથી, એમને દવાદારૂ નથી, એમના માટે ખોરાકી પણ નથી. ગંદકીનો અહીં પાર નથી. આ બંને એકએ અઠવાડિયાં ભાગ્યે જ અહીં કાઢશે. હું એમને હોસ્પિટલમાં લઈ જવા માગું છું. ત્યાં બેત્રણ માસ રાખવી પડશે."

"મારી પાસે હોસ્પિટલમાં રાખવાના પૈસા નથી."

"હું તે જાણું છું, પરંતુ તે બાબત ચિંતા નહિ. એમને હોસ્પિટલમાં સંભાળથી લઈ જવાં પડશે. એ માટે હું એમ્બ્યુલન્સ મોટર મોકલું છું."

ડો. મેનાએ હોસ્પિટલમાં જઇને એ બે દર્દીઓને તેડાવી મંગાવવાની સગવડ કરી. એમને પહેરવા માટે સારાં સ્વચ્છ વસ્ત્રો આપ્યાં. હોસ્પિટલના વૉર્ડમાં એમને બે ખાટલા ઉપર સુવાડવામાં આવી. ડો. મેનાએ વસંતને મેલેરિયાનું ઇન્જેકશન આપ્યું. બંનેની ચિકિત્સા ચાલુ થઈ. આ બે કેસો ઉપર ડો. મેનાએ જાતે દેખરેખ રાખવા માંડી. વસંતનો કેસ સાધ્ય હતો. એના દીકરાની વહુનો કેસ ગંભીર હતો.

સાંજે રમણલાલ આવ્યા. એ ડો. મેનાની સાથે ચા પીવા લગભગ એકાંતરે આવતા હતા. ડો. મેના પણ હવે પોતાના કુટુંબ

સાથે હળી ગઈ હતી. રમણલાલના છોકરાઓ તો હવે ડૉ. મેનાની સાથે જ એના બંગલામાં રહેતા હતા. કુટુંબ સાથે હવે ગાઢો સંબંધ સ્થપાયો હતો. ક્યારેક ક્યારેક સસરાજી પણ આવીને વહુની પાસે સુખદુ:ખની વાતો કરી જતા હતા. સાસુજી પણ આવતાં હતાં. પોતાના સંસારની વાતો વહુ પાસે નિખાલસ ભાવે કહી જતાં હતાં. જેઠ–જેઠાણીઓ પણ આવતાં હતાં. માત્ર કાન્તા બહુ જ થોડું આવતી હતી. ડૉ. મેના એના પ્રત્યે ઘણો પ્રેમ દેખાડતાં હતાં, પરંતુ કાન્તાના હૃદયમાંથી એનો પ્રત્યુત્તર મળતો નહોતો. એ દાણો હજી કઠણ હતો. ડૉ. મેના એનો પ્રેમ સંપાદન કરવા માટે યોગ્ય સમય અને તકની રાહ જોતાં હતાં.

"આજે બે બહેનો હૉસ્પિટલમાં આવી છે, તેમના સંબંધી તમને કાંઇક કહેવાનું છે."

"કોણ છે એ બાઈઓ? આપણે એમની સાથે શો સંબંધ છે?"

"પુષ્કળ સંબંધ છે. તમને છેલભાઇનું નામ યાદ આવે છે? વરસોની વાત છે."

"એનું નામ કેમ ભૂલું? મારા સુખના સંસારને એણે પૂળો મૂકીને સળગાવ્યો હતો."

"એને ઘેર હું સવારે વિઝિટ ઉપર ગઈ હતી. અતિશય ગરીબાઇમાં એનું કુટુંબ સબડે છે. એની પત્ની અને દીકરાની વહુ જીવનમૃત્યુની વચ્ચે ઝોલાં ખાય છે. હું એમને હૉસ્પિટલમાં લાવી છું. બહુ દુ:ખી સ્થિતિમાં એ કુટુંબ સમય ગાળે છે."

"આ તો તેં ઠીક ન કર્યું મેના. શત્રુઓ ઉપર દયા તો દેખાડવી જ નહિ. એ છેલભાઇએ તારા ઉપર ગુજારવામાં કાંઈ બાકી રાખ્યું છે? **शठं प्रति शाठ्यं कुर्यात्।**"

"હું એમ માનતી નથી. મારા ભલાનું એ નિમિત્ત બન્યો હતો. મને જનસેવાની ધગશ હતી તે એના દ્વારા મને મળી. એનો મારા ઉપર મોટો આભાર છે."

"તું તારા હૃદયની ભલાઇથી એની બદમાસીને સારા રૂપમાં ભલે લે, પણ હું તો એને કદી ક્ષમા કરી શકીશ નહિ. મારું હૃદય એણે આ ભવમાં તરસ્યું જ રાખ્યું છે."

"ક્ષમા એ તેજસ્વીઓનો ગુણ છે. મારે ખાતર તમે એને ક્ષમા આપો. આપણા બંનેનું જીવન તો તપોમય અને ઉચ્ચ આદર્શ-વાળું બન્યું છે, એ એને લીધે છે. એના કરતાં વધારે આધ્યાત્મિક જીવન મળવું મુશ્કેલ છે. મને તો હૃદયમાં ખૂબ સંતોષ રહે છે. તમને પણ તેવો જ આનંદ રહો એવી મારી પરમાત્મા પ્રત્યે દરરોજ પ્રાર્થના છે. મને હૃદયની શાંતિ મળી છે. તમને પણ એવી જ મળે એવું હું પ્રાર્થું છું."

"તારા જેવી મનની શાંતિ હું મેળવી શકીશ કે કેમ તે હું કહી શકતો નથી. મને મારા હમણાંના સંસારમાં સંતોષ કે શાંતિ નથી. તું તે જાણે છે. હજી તારે માટે હૃદય ઝંખના મૂકતું નથી. પરંતુ વારંવાર એ વાત કહેવાથી શો ફાયદો? મારું દુઃખ તો મારી સાથે લાકડાંમાં જશે. ત્યાં સુધી હૃદયમાં અસંતોષની આગ ધીમી આંચથી મને બાળ્યા કરશે."

"શ્રીપરમાત્મા ઉપર વિશ્વાસ રાખો. એમની પ્રાર્થના અને એમનાં ભજનોથી હૃદયની શાંતિ પોતાની મેળે મળશે. તમે મારી સર્વે હકીકત જાણો છો. મારું હૃદય તમારી પાસે ખુલ્લું કરી દઉં છું. પરમાત્મા આપણું ભલું જ કરશે. મને દૃઢ શ્રદ્ધા છે."

ડો. મેનાએ વસંત અને તેની પુત્રવધૂને માટે સરસ ચિકિત્સા-ની વ્યવસ્થા કરી. વસંત તો બચી ગઈ. એને મેલેરિયા મટી ગયો. પરંતુ ડો. મેનાના પ્રયત્નો છતાં એની વહુ બચી શકી નહિ. એણે સ્વર્ગનો માર્ગ શોધી લીધો. વસંત ધીમે ધીમે શક્તિ મેળવતી હતી.

"વસંત, મારી કંઈ ઓળખાણ પડે છે?"

"તમે મોટાં ડોકટરસાહેબ છો. મને જીવતદાન આપ્યું છે."

"તે ઉપરાંત કંઇ નાનપણની ઓળખાણ પડે છે?"

"મને કાંઈ યાદ આવતું નથી. તમને ક્યાંક જોયાં છે, એવો

ભાસ થાય છે. પણ એ તો નબળી તબિયતને અંગે ખોટી ભ્રમણા પણ હોય."

"વારુ ત્યારે તારું નાનપણ યાદ કર. તારે રાધા નામે કોઇ સખી હતી?"

"હા, રાધાને હું નહિ ભૂલું. એ તો ખૂબ ભલી હતી. મને ખૂબ ચાહતી હતી."

"રાધા સાથે કોઈ મેના પણ તારી સાથે હળતીમળતી નહોતી? જેનો તારા ઘરમાં ભવાડો થયો હતો, અને જેને એના સાસરાએ કાઢી મૂકી હતી—કંઇ યાદ આવે છે?"

"હા હા, મને મેના તો હવે સાંભરે છે. પણ તેનું શું?"

"હું તે જ મેના છું. હું વિલાયત જઈ ડોકટર થઈ આવી છું. હવે ઓળખાણ પડયું?"

વસંત આભી બનીને જોઈ રહી. એ પાંચ મિનિટ સુધી દિગ્મૂઢ થઈ ગઈ. છેવટે ધીમેથી બોલી: "ક્યાં મારી સખી મેના, અને ક્યાં મોટા ડોકટરસાહેબ!"

ડૉ. મેના હસી પડ્યાં. એમણે વસંતના શરીર ઉપર મીઠો હાથ હળવેથી ફેરવ્યો.

"વસંત, મારી સ્થિતિ જરૂર બદલાઈ છે, પરંતુ મારું હૃદય બદલાયું નથી. તારે કોઈ વાતની ચિંતા કરવી નહિ. તું હવે ખુશીથી ઘેર જા. આ એકસો રૂપિયાની નોટ લેતી જા. તને કામ લાગશે. બીજું જરા સારું ઘર લઇને રહેજે. હાથ તંગીમાં હોય તો મારી પાસે આવવામાં સંકોચ રાખીશ નહિ. બહાર મેં ગાડી ઊભી રખાવી છે. તને તારે ઘેર પહોંચાડી આવશે. ખાવામાં માત્ર ખીચડી કે રોટલા સિવાય ખાટુંખારું કંઈ ખાઇશ નહિ. જા, તારું પરમાત્મા ભલું કરશે."

વસંત ડૂસકાં ખાતી સાંજે ઘેર ગઈ.

બીજે દિવસે ચોરની પેઠે લપાતોછુપાતો છેલભાઈ આવ્યો. એ લાંબો થઈ ડોકટરને પગે પડ્યો. મને માફ કરો. મારા અગણિત ગુના થયા છે. હું મારા પાપથી લાજી મરું છું. હું એક નિર્દોષ સ્ત્રી

ઉપર અપરાધનો ટોપલો ઢોળવાનું મહાપાપ કરી ચૂક્યો છું.” મેનાએ તેને ઊભો કર્યો.

રમણલાલ એ વખતે આવીને બેઠા. એમણે કહ્યું: “મેના, કોણ છે આ?”

“તમે અટકળ કરો.” મોઢું ભારે રાખી ડો. મેનાએ કહ્યું.

રમણલાલે એના મોઢા સામું તાકીને જોયું. ફાટેલ થીંગડાંવાળાં કપડાં પહેરેલો, સુકાયલા ચહેરાવાળો, દુઃખ અને હાડમારીથી અકાળે વાળ ધોળા થઈ કપાળમાં કરચલીઓ પડી ગઇ હતી એવા શખસને એમણે ઓળખ્યો નહિ. પરંતુ ઓચિંતો પ્રકાશ આવ્યો. મેનાએ થોડા દિવસો ઉપર જેની વાત કરી હતી તે છેલભાઇ તો આ નહિ?

“છેલભાઈ તો નહિ?” આખરે એણે કહ્યું.

“હા એ જ, મારી પાસે માફી માગવા આવ્યો છે.”

“તેં શું કહ્યું? માફી આપી?”

“હા, મેં તો માફી આપી છે. તમે પણ આપો.”

“મારા શાસ્ત્રમાં એવું લખ્યું નથી. એ તો મારા હૃદયનો અપરાધી રહેશે.”

“નાથ, આ શું બોલ્યા? પડતા ઉપર કોઈ પાટુ મારે? તમારે મારે ખાતર પણ એના ઉપર ક્ષમા બતાવવી પડશે. ભગવાન બુદ્ધનું વચન તમને યાદ નથી?—

**अक्कोधेन जिने कोधं असाधुं साधुना जिने ।**

અક્રોધથી ક્રોધને જીતવો. સજ્જનતાથી અસજ્જનતાને જીતવી જોઈએ. દુઃખીઓ ઉપર તો અનુકંપા રાખવી જોઈએ. પરમાત્માએ એના ઉપર અવકૃપા એનાં કૃત્યોને લીધે બતાવી, પરંતુ આપણે તો દયા રાખવી જ જોઈએ. ત્યારે જ આપણું મનુષ્યત્વ દીપે. હું આગ્રહપૂર્વક એને ક્ષમા કરવાની તમને ભલામણ કરું છું.”

“જો એમ જ છે, તો હું પણ એને ક્ષમા આપું છું.”

“છેલભાઈ, અમે પતિપત્ની તમને ક્ષમા કરીએ છીએ, અને ગઇગુજરી ભૂલી જવા કહીએ છીએ. અમે તો એ ભૂતકાળ વીસરી જ ગયાં છીએ.”

છેલભાઇ ઝળગળો થઈ ગયો. મેનાએ પતિને ભલામણ કરી છેલભાઈના શેઠ માણેકલાલને મળી એને પગાર વધારી આપવાની ગોઠવણ કરવા કહ્યું.

"માણેકલાલ મારા મિત્ર છે. હું જરૂર કહીશ."

છેલભાઈને આશ્વાસન આપી ડૉ. મેનાએ વિદાય કર્યો.

"તારી નાની બહેનની તબિયત સારી નથી. ચાલ, ઘેર એને જોઈ જા. હું તને તેડવા આવ્યો છું," છેલભાઇના ગયા પછી રમણલાલે કહ્યું "આ વાતમાં અર્ધો કલાક પસાર થઇ ગયો.

"કાન્તાને શું થયું છે? શું જણાય છે?"

"એને છઠ્ઠો માસ ચાલે છે. અત્યારે પેટમાં દુઃખે છે. બાએ કહ્યું કે 'મેનાવહુને જલદી તેડી આવ,' એટલે હું તેડવા આવ્યો છું."

"ચાલો, આ ચાનો પ્યાલો પી લો, એટલે હું કપડાં બદલીને આવું. પાંચ મિનિટમાં હું આવી પહોંચીશ."

મોટરમાં બેસીને બંને બે નર્સો સાથે ઘેર ગયાં. મોટા બાપુજી, મોટાં બા સૌએ હસતે મુખે ઘરની વહુને આવકાર આપ્યો. સર્વે છોકરાંઓ 'મેનાકાકી, મેનાકાકી', કરતાં એને વળગ્યાં. મેનાકાકીએ સૌને હસીને બોલાવ્યાં. એ બાળકોની વચ્ચે અતિશય :પ્રિય હતી. જેઠાણીઓ પણ બાજુને ઘેરથી કામ મૂકીને મેનાની સાથે વાતો કરવા આવી પહોંચી.

"વહુ, તું આ કચડબચડના ઘેરામાંથી છૂટી થઈ શકીશ નહિ, ચાલ, કાન્તાવહુને જો. એ બિચારી બહુ પીડાય છે."

ડૉ. મેના બચ્ચાંઓને છોડી કાન્તાના ઓરડામાં ગઈ. એણે કાન્તાને જોઈ. એને કસુવાવડનો ભય હતો. ડૉ. મેનાએ સાથે લાવેલ નર્સોની મદદથી શાસ્ત્રીય ઉપાયો કામે લગાડી એની પીડા શાંત કરી. ડૉ. મેના આખી રાત્રિ કાન્તાના બિછાના પાસે રહ્યાં. એમણે જરા પણ નિદ્રા લીધી નહિ. વહેલી સવારના કાન્તાને નિદ્રા આવતાં ડૉકટર એક નર્સને પાછળ મૂકી હૉસ્પિટલ તરફ જવા તૈયાર થયાં.

"બા, હવે ભય નથી. એને ખૂબ આરામની જરૂર છે. એને ઉઠાડશો નહિ. ઘણું કરી એ સાંજ સુધી સૂઇ રહેશે. હું સાંજે

આંટો મારી જઇશ. એ જો ઉશ્કેરાશે નહિ અથવા સાદું જીવન ને સાદો ખોરાક ખાશે, તો એને કાંઈ પણ ભય નથી. ”

એક અઠવાડિયા પછી ડૉ. મેના કાન્તાને પોતાને બંગલે તેડી ગયાં. ડૉ. મેના કાન્તાને દિવસે સ્ત્રીમંડળમાં મોકલતાં હતાં. ત્યાં એમની સૂચનાથી કાન્તા પાસે સુંદર સંગીત સંભળાવવાની વ્યવસ્થા કરી, એનાથી સહેલાઈથી થઈ શકે એવું ભરતગૂંથણનું કામ પણ એને સોંપ્યું. બે ભત્રીજીઓ પણ સ્ત્રીમંડળમાં સાથે રહીને કાકીને આનંદઉલ્લાસમાં રાખતી હતી. કાન્તાને સિનેમા જોવા લઈ જતી હતી. દરરોજ સાંજે ડૉ. મેના એને પોતાની સાથે બાગમાં હવા ખાવા લઈ જતાં. ત્યાં ધીમે ધીમે એને ચલાવતાં હતાં. વાતો કરતાં સૌ મંડળ જાહેર બાગમાં ફરતું હતું. રાત્રે ઘેર આવી કાન્તાને દૂધ અને ફ્રૂટ ડૉ. મેના ખાવા આપતાં હતાં. ફ્રૂટમાં મોસંબી, નારંગી, પપૈયાં વગેરે ફળો આપતાં હતાં.

ડૉ. મેનાએ કાન્તાની સાથે અતિ પ્રેમથી વર્તવા માંડયું. એને બનતાં સુધી પોતાની સોબતમાં રાખતાં હતાં. અનેક અનુભવો એઓ કાન્તાને સંભળાવતાં હતાં. યુરોપની સ્ત્રીઓની વાતો, આપણી ગૌરવશીલ સ્ત્રીઓની વાતો એઓ કરતાં હતાં. બંને સાથે જમવા બેસતાં હતાં. સાદી સાત્ત્વિક રસોઇ થતી હતી. મરચાંમસાલા, ખારાખાટા પદાર્થો બહુ જ ઓછા પ્રમાણમાં વપરાતા હતા. ડૉ. મેનાએ આખું વાતાવરણ શાંત, આનંદમય, પ્રિય અને સાત્ત્વિક બનાવી દીધું. એમણે કાન્તાને પોતાની પ્રિય સખી બનાવી. પ્રેમ, હૃદયનું સૌંદર્ય, સરલતા, નિખાલસ ભાવ, સેવા અને સજ્જનતાથી ડૉ. મેનાએ કાન્તાને પોતાની કરી. એને જરા પણ ચિંતા, તરંગ કે મનમાં માઠું ન લાગે તેવું વાતાવરણ બનાવ્યું. આ સર્વની અસર કાન્તાના હૃદય ઉપર થઇ. અગ્નિ પાસે ગમે તેવા સખ્ત બરફની કઠિનાઈ કેટલો વખત ચાલી શકે? એને ડૉ. મેનાની હૂંફ અને સોબત મનપસંદ થયાં. એ ધીમે ધીમે હળી ગઈ. કાન્તાના મનમાં જે અવિશ્વાસ હતો તે દૂર થઈ ગયો. ડૉકટરના મધુર સ્વભાવે એને જીતી લીધી. એના મનમાં નવો સૂર્યોદય થયો. ડૉ. મેના મારી

શોક્ય અને હરીફ નથી પણ મોટી બહેન છે, મારી હિતેશ્રી છે. મારા સુખ માટે એ ઉત્સુક છે. નિઃસ્વાર્થ ભાવે એ આખા કુટુંબનું ભલું ચાહે છે, એવી ખાતરી એને થઈ ગઇ. વચ્ચે પડદો હતો તે તૂટી ગયો. કાન્તા ડૉ. મેનાની ખરી બહેન બની ગઈ. બંને વચ્ચે શુદ્ધ પ્રેમ અને મૈત્રી થયાં.

કાન્તાને હમેશાં સુવાવડ વખતે મોટી મુશ્કેલીઓ પેદા થતી હતી. એનું જીવન સાત્ત્વિક આહારવિહારને પસંદ કરતું નહોતું. તે નાના કારણથી પણ રિસાઈ જતી હતી. જરા પણ કોઇનું સહન કરવા શીખી જ નહોતી. સામો જવાબ દેતી નહિ. પરંતુ મોઢું ચડાવીને રિસાઇને એક ઠેકાણે સૂમસામ બેસી રહેતી. ગમે તેવા અગત્યના કામને પડતું મૂકી પોતાના આવેશમાં ખૂણે બેસી અંદર ને અંદર બળતી હતી. આથી પતિ, બાળકો અને સાસુને—સૌને ત્રાસ લાગતો હતો. પરંતુ કાન્તાને એવી ટેવ જ પડી ગઈ હતી. એની અસર એની સુવાવડ ઉપર પણ થતી હતી. ગુસ્સાને લીધે એની સુવાવડમાં એને અત્યંત શારીરિક પીડા ભોગવવી પડતી હતી. ગરમ સ્વભાવને લીધે મનમાનતું ન થવા માટે એ અપવાસો પણ ખેંચી કાઢતી. ખાવા-પીવાની પણ અનિયમિત હતી. આથી એની સુવાવડ હમેશાં પોતાને બહુ તકલીફજનક થઈ પડતી હતી. સૌ સંબંધીઓને એની સુવાવડ વખતે ખૂબ જ ચિંતા રહેતી.

કાન્તાને આ વખતે સરળ સુવાવડ થઈ. એને ડૉ. મેનાએ આનંદમાં રાખી. બહારની ખુલ્લી હવાનું સેવન, સાત્ત્વિક અને અલ્પ ભોજન, ઉશ્કેરાટ અને ગુસ્સાને માટે કારણ ન મળવાથી શાંત જીવન, પવિત્ર અને ઉચ્ચ આદર્શવાળી વાતો, જરા પણ સમય નિષ્ક્રિય ન બેસવા માટેની હોંસીલી પ્રવૃત્તિઓ, આનંદ, ઉત્સાહ અને સ્ફૂર્તિમય વાતાવરણની અસર કાન્તા ઉપર પણ થઈ. એની આ વખતની સુવાવડ અતિ સફળ થઈ. કાંઈ પણ કષ્ટ વગર બાળક આવ્યું. સાંજે તો ડૉ. મેના સાથે એ જાહેર ઉદ્યાનમાં ફરવા ગઇ હતી. એ જ રાત્રે એણે પુત્રને જન્મ આપ્યો. એને કંઈ પણ કષ્ટ થયું નહિ. સુવાવડની ક્રિયા એને માટે નૈસર્ગિક અને સ્વાભાવિક બની ગઈ. સુવાવડ પછી

કાન્તાને ડૉ. મેનાએ છ માસ સુધી પોતાને બંગલે રાખી. એને અને એના બાળકને સરસ માવજત, સેવા, આરામ અને આનંદ મળ્યાં. ડૉ. મેનાના સહવાસથી એના મન ઉપર જાદૂઈ અસર થઇ. ડૉ. મેનાની લાયબ્રેરી મોટી હતી. તેમાં બધાં શિષ્ટ પુસ્તકો વસાવવામાં આવ્યાં હતાં. આ લાયબ્રેરીમાંથી પસંદ કરીને પુસ્તકો કાન્તાને વાંચવા અપાતાં હતાં. વાંચીને થાકે ત્યારે રેંટિઓ કાંતવાની સગવડ કરાવી હતી. નિયમિત ભોજન, નિયમિત ખુલ્લી હવાનું સેવન, નિયમિત કામ ને નિયમિત નિદ્રાને લીધે કાન્તાના મનની અને શરીરની તબિયત તદ્દન સુધરી ગઈ. એ પછી તે પોતાને ઘેર ગઇ. એનો સ્વભાવ તદ્દન તો બદલાઇ ગયો નહિ, પણ એમાં મોટો સુધારો થઈ ગયો. કાન્તા ડૉ. મેના ઉપર અત્યંત ચાહના રાખવા લાગી.

"મેના, તેં સૌના ઉપર ઉપકારો કર્યા. કાન્તાનાં મન અને શરીર બંનેને સુધાર્યાં. સૌના ઉપર તારી દયા છે, પણ મારા ઉપર નથી." રમણલાલે એક દિવસ કહ્યું, "હું તારે માટે તલસું છું."

"જુઓ આપણે દરરોજ મળીએ છીએ. આથી વિશેષ પરિચય અશક્ય છે. હું કાન્તાને અન્યાય થાય તેવું કદી પણ કરીશ નહિ. તે સિવાય મેં જે લોકહિતની પ્રવૃત્તિઓ સ્વીકારી છે, તેને જ મેં મારું જીવન અર્પણ કર્યું છે. હું ગૃહસ્થાશ્રમમાં પડું તો આ લોકહિતનાં કાર્યોને જરૂર બાધ આવે. માટે જેમ ચાલે છે તેમ ચાલવા દો. મને પણ ગૃહસ્થાશ્રમના કોડ રહે છે, પરંતુ એમાં કાન્તાને અન્યાય અને લોકકલ્યાણની પ્રવૃતિઓને બાધ આવે તેમ છે. એટલે મેં તપ અને સંયમનો માર્ગ સ્વીકાર્યો છે."

"ત્યારે આપણું જીવન આવું જ નીરસ અને વિયોગી રહેશે?"

"હા, આપણે રાત્રિનાં ચક્રવાક અને ચક્રવાકી થવું જ પડશે. બીજો કોઈ વિહિત માર્ગ નથી. હું તમારી જ છું, તમારી જ રહીશ. તમે મારા છો, મારા જ રહેશો. શરીર કાન્તાનું છે, મન મારું છે. એમાં જ આપણું શ્રેય છે. કુટુંબનું, કાન્તાનું, બાળકોનું અને પ્રજાનું પણ એમાં જ કલ્યાણ છે. સાથે મારું ને તમારું પણ છે."

# પરિશિષ્ટ

## સ્ત્રીઓના રોગ

### (૧) પ્રદર* (ધૂપણી, વાંધું, લોહીવા, રક્તસ્રાવ)

**કારણ:**—વિરુદ્ધ ભક્ષણ, મદ્ય, અધ્યશન (ભોજન ઉપર ભોજન). વિરુદ્ધાહાર, અજીર્ણ, ગર્ભપાત, અતિ મૈથુન, ઘણું ચાલવું, અતિ-શોક, ઘણા ઉપવાસ કરવા, જડ ભાર ખેંચવાથી, કાષ્ઠાદિકના પ્રહાર વડે, દિવસે સૂઈ રહેવાથી, એ સર્વ કારણોથી કફ, પિત્ત, વાયુ અને સન્નિપાત એ ચાર ભેદોએ **પ્રદરરોગ** (પેશાબમાં ધાતુનું જવું), થાય છે.

**પ્રદરનો ઉપદ્રવ:**—સર્વ પ્રકારના પ્રદરમાં અંગ મરડાઈ જાય છે અને હાથપગ તોડાય છે. તે પ્રદર અતિ વધવાથી શક્તિ કમી થાય છે, ચકરી આવે છે, મૂર્છા આવે છે, તૃષા લાગે છે, દાહ થાય છે, રોગી સ્ત્રી બડબડ કરે છે અને અંગ ધોળું સફેદ થાય છે. આંખે

---

* ગોરખ આમલી નંગ ૧ આખી લઈ તેના ગર્ભનો આટો તથા સાકર શેર ૦ાા અને કાગદી એલચી ૨ પૈસાભાર એકત્ર કરી ૧૪ દિવસ પાણીમાં આપવાથી મહાપ્રદર જાય. આ ઉપાય જૈન ગ્રંથમાં છે. કપાસિયાની મીંજ દરરોજ તોલો ૧ લઇ સાકર સાથે ૧૫ દિવસ સુધી ખાય તો પ્રદરરોગ નિશ્ચય જાય છે. આ પ્રયોગ અમે જાતે અજમાવેલો છે.

છારી વળે છે તથા **વાતજરોગ** આક્ષેપકાદિ લાગે છે. **કફજ પ્રદર:**—ખારો, ઘટ્ટ, પરપોટાવાળો, કિંચિત્ ધોળો, ચોખાના ધોવરામણ જેવો સ્રાવ થાય છે. એને **શ્વેતપ્રદર** કહે છે. **પિત્તજ પ્રદર:**—કિંચિત્ પીળો, નીલ, કાળો, રાતો અને કાઢા જેવો પ્રદર વહે છે. તેમાં દાહ, ચચરવું ઇત્યાદિ પિત્તની પીડા થાય છે; અને તે પ્રદરનો વેગ ઘણો હોય છે. **વાતજ પ્રદર:**—રુક્ષ, રાતો, ફીણવાળો, થોડો થોડો, માંસ ધોયેલા પાણી જેવો પ્રદર વહે છે અને તેમાં વાયુની પીડા થાય છે. **ત્રિદોષજ પ્રદર:**—જે પ્રદર મધ, ઘી, હરતાલ અને મજ્જાના રંગ જેવો અને દુર્ગંધીયુક્ત હોય છે તે **ત્રિદોષજ** જાણવો. એ **અસાધ્ય** છે. લોકો આ રોગના શ્વેત પ્રદર અને રક્ત પ્રદર એવા બે પ્રકાર માને છે.

**શ્વેત પ્રદર ઉપર ઉપચાર:**—(૧) કાળા ઉંબરાના ફળનો રસ કાઢી મધમાં પાવો; એટલે **ધોળો** અને **રાતો પ્રદર** દૂર થાય છે. પથ્ય—દૂધ અને ભાત. (૨) બોડી અઘાડીનાં મૂળનો રસ લોધર અને મધ નાખી આપવો. (૩) અરડૂસીનાં પાંદડાંનો કિંવા ગળોનો રસ મધમાં આપવો. (૪) રગતરોહીડાનાં મૂળનો કલ્ક મધમાં આપવો. (૫) કપાસનાં મૂળ ચોખાના ધોવરામણમાં બે વખત ઘસી પાવાં અથવા ફળ કે મૂળ આપવાં. (૬) આમળાંનો રસ કિંવા ચૂર્ણ મધમાં આપવું. (૭) દરરોજ સવારે અને રાત્રે ઊંઘવાને વખતે ગાયના ૧૪ તોલા દૂધમાં ૨૧ તોલા પાણી અને ૪ માસા સૂંઠ નાખી કઢવી. પાણી બાળી ફક્ત દૂધ શેષ રાખવું અને તેમાં ખડીસાકર નાખી પાવું. (૮) ખડીસાકર અને જીરાનું ચૂર્ણ ચોખાના ધોવરામણમાં આપવું. (૯) કાકડીનાં બિયાંમાંનું મગજ ૧ તોલો અને ધોળા કમળની કળીઓ ૧ તોલો બારીક વાટી તેમાં જીરું અને ખડીસાકર નાખી તે સાત દિવસ આપવું. (૧૦) અડદનો લોટ, જેઠીમધનું ચૂર્ણ, ભોંયકોળાનું ચૂર્ણ, મધ, સાકર અને ગાયનું દૂધ, એ એકત્ર કરી આપવાં. (૧૧) આમળાંનાં બી પાણીમાં વાટી, તેમાં સાકર અને મધ નાખી ૩ દિવસ આપવું. (૧૨) નાગકેસર છાશમાં વાટી ત્રણ દિવસ આપવું અને છાશ–ભાત ખાવાં.

**વિશેષ ઉપચાર:**—જુઓ વનૌ૦માં:×—અઘાડી-૭, અબોલી-૧, અરડૂસી-૮, આદુ-૨૬, આમળાં-૧, ૩૧; કાકડી-૬, રગતરોહીડો-૩. **કફપ્રદર** માટે:-કાળો ઉમરડો-૩.

**રક્તપ્રદર ઉપર ઉપચાર:**—(૧) અશોકની છાલનો કાઢો, દૂધ અને પાણી મેળવી દુગ્ધાવશેષ કરી ઠંડો થયા પછી પાવો. તે **તીવ્ર રક્તપ્રદરનો** નાશ કરે છે. (૨) શુદ્ધ સ્થાન ઉપરની વાઘાટીમાં ઉત્તર દિશા ભણીનાં મૂળ ઉત્તરાભાદ્રપદ નક્ષત્રમાં કાઢી લેવાં અને તે કમરે બાંધવાં. (૩) કેવડાનાં મૂળ ચોખાના ધોવરામણમાં ઘસી સાકર નાખી આપવાં. (૪) તવખીર, રાળ અને ગેરુનું ચૂર્ણ આપવું. (૫) નાગકેસરની ભૂકી ઘીમાં પલાળી રાખી સોપારી જેવડી ગોળી કરી બે વખત આપવી. (૬) બાવળની શિંગો, બાળકેરી (કાચી કેરી), મોચરસનાં ઝાડની છાલ અને ગૂંદીના બિયાંનું ચૂર્ણ, એ એકત્ર કરી દૂધમાં આપવું. (૭) ઉંદરની લીંડીઓ બલાબલ જોઈ દૂધમાં મેળવી ૨–૩ દિવસ આપવી. (૮) ખેરી ગૂંદ રાત્રે પાણીમાં ભીંજવી રાખી સવારે સાકર નાખી આપવો; એટલે રક્તપ્રદર અને પ્રમેહનો નાશ થાય છે. (૯) જૂની ઈંટનું ચૂર્ણ ૬ માસા, માયફળ ૩ માસા અને ગાયનું ઘી એક તોલો એકત્ર કરી ૭ દિવસ આપવું. (૧૦) ખપાટનાં પાંદડાંનો રસ ૨ તોલા કાઢી તેમાં નાગકેસરનું ચૂર્ણ ૨ માસા નાખી ૭ દિવસ આપવું. (૧૧) કેસર, એલચી, જાયફળ વંશલોચન, નાગકેસર અને શંખજીરું, એ સર્વનું સમભાગ ચૂર્ણ કરી તે ૨ માસા ચૂર્ણ, ૨ માસા મધ અને ૬ માસા ગાયનું ઘી ૩ માસા સાકરમાં સેવન કરવું; એટલે **રક્તપ્રદર, રક્તપ્રમેહ, રક્તાર્શ**, એ રોગો દૂર થાય છે. આ ઔષધ બે વખત લઈ ઉપર ગાયનું તપાવેલું દૂધ સાકર નાખી પાવું. (૧૨) પાકેલું કેળું એક અર્ધા તોલા ઘીમાં દરરોજ સવારસાંજ ખાવું. એ ખાવાથી કોઈને ટાઢું પડે તો તુરત જ કેળાંની અંદર મધ નાખી લેવું; એટલે **રક્તપ્રદર** અને **ધાતુવિકાર** દૂર થાય છે. સાખરૂંઢનાં (પડવાસનાં) ફળ તલના

---

× આ સંસ્થા તરફથી પ્રગટ થયેલ 'આર્યભિષક્'માં 'વનૌષધિગુણાદર્શ' નામનો એક વિભાગ છે.

તેલમાં ૩ માસા આપવાં, એટલે સર્વ પ્રકારના પ્રદરોનો નાશ થાય છે.

**વિશેષ ઉપચાર:**—જુઓ વનૌ૦માં:—આસોપાલવ–૧, ઉંબરો –૨૭, એલચી–૫, કાળો ઉમરડો–૩, કેવડાનું ઝાડ–૧, તવખીર-વૃક્ષ–૪, નાગકેસર–૪, ૬; નાની અરણી–૧, બાવળ–૧૧, કડવો લીમડો–૩૦. જુઓ પ્રા૦ ઔ૦માં:+—મીણ–૪.

**સર્વ પ્રદરો ઉપર ઉપચાર:**—(૧) નવા થયેલા પ્રદર ઉપર એરંડતેલનો રેચ આપવો અને દરરોજ સૂઈ રહેતી વેળાએ ગાયના ગરમ કરેલા દૂધમાં ખાંડ અને થોડી સૂંઠની ભૂકી નાખી તે પાવું. (૨) ડાભનાં મૂળ ચોખાના ધોવરામણમાં વાટી ત્રણ દિવસ પાવાં. (૩) ત્રિફળાં, સૂંઠ, દારુહળદર અને લોધરનો કાઢો મધ અને લોધર-નું ચૂર્ણ નાખી આપવો; તે ત્રિદોષજ પ્રદરનો નાશ કરે છે. (૪) ઉંબરાનાં ફળનું ચૂર્ણ કરી તેમાં સાકર અને મધ નાખી મોદક કરી તે આપવા. (૫) દારુહળદર, રસાંજન, અરડૂસી, નાગરમોથ, કરિયાતું, એલકાચરી (સૂકાં બીલાં) અને ભિલામાનો કાઢો મધ નાખી પાવો. (૬) ભોંયઆમળીનાં મૂળ ચોખાના ધોવરામણમાં ત્રણ દિવસ પાવાં; એટલે તે દુ:સાધ્ય પ્રદરની શાંતિ કરે છે. (૭) ધાવડીનાં ફૂલ-નો કાઢો ત્રણ દિવસ પાવો અથવા પાનનો રસ સાકરમાં પાવો. (૮) ત્રિફળાં, દેવદાર, વજ, અરડૂસી, ધરો, પીઠવણ અને બળદાણા-નો કાઢો મધ નાખી પાવો. (૯) કાંટાસરિયાનાં મૂળ, મહુડાની છાલ, ધોળું ચંદન અને જેઠીમધ, એ વાટી ચોખાના ધોવરામણમાં પાવું. (૧૦) કોઠી અને વાંસનાં પાંદડાં વાટી તે કલ્ક મધ નાખી આપવો. (૧૧) તાંદળજાનાં મૂળિયાં અથવા અશોકની છાલ ચોખાના ધોવરામણમાં વાટી તેમાં મધ અને રસાંજન નાખી તે આપવું. (૧૨) ઉંદરની લીંડીઓ, ધાવડીનાં ફૂલ અને હીરા-બોળ સમભાગ લઈ ચૂર્ણ કરી તે એક તોલો આપવું; એટલે સાત દિવસમાં સર્વ પ્રકારના પ્રદરનો નાશ થશે. (૧૩) શેરણીનાં પાંદડાંનું ચૂર્ણ ઘીમાં આપવું, એટલે શૂળયુક્ત પ્રદર દૂર થશે. (૧૪) દારુહળ-

---

+ 'આર્યભિષક્'માં આવતો 'પ્રાણિજ ઔષધિ' નામનો એક વિભાગ.

